# રા. સા. ભોગીલાલ પ્રાણવલ્લભદાસનું

# જીવનચરિત્ર


સંપાદક,

પ્રો. સાંકળચંદ જેઠાલાલ શાહ, એમ. એ;



પ્રકાશક,

રા. બા. ગીરધરલાલ ઉત્તમરામ પારેખ,

બી. એ. એલએલ બી.

સરકારી વકીલ, અમદાવાદ.

કીંમત ત્રણ આના.

# રા. સા. ભોગીલાલ પ્રાણવલ્લભદાસનું

# જીવનચરિત્ર

સંપાદક.

પ્રો. સાંકળચંદ જેઠાલાલ શાહ એમ. એ;

પ્રકાશક

રા. બા. ગીરધરલાલ ઉત્તમરામ પારેખ,

બી. એ. એલએલ. બી.

સરકારી વકીલ, અમદાવાદ.

૧ લી આવૃત્તિ.
સંવત. ૧૯૮૧

પ્રત. ૧૫૦૦
સન. ૧૯૨૫

કીંમત ત્રણ આના.

# પ્રસ્તાવના.

રા. સા. ભોગીલાલ પ્રાણવલ્લભદાસનું તેલચિત્ર–Oil Painting પ્રેમાભાઈ હૉલમાં મૂકવાને કેટલાં વર્ષોથી સોસાયટીની મેનેજીંગ કમિટીએ ઠરાવ કર્યો હતો પરંતુ તેમની છબી મેળવતાં વિલંબ થયાથી એ કાર્ય અત્યાર સુધી અમલમાં મૂકી શકાયું નહોતું: તેના કરતાં વિશેષ મુશ્કેલી તો તેમના જીવનને લગતી હકીકત મેળવવામાં હતી. તે સંબંધમાં તેમની છબી મેળવી આપનાર રા. નટવરલાલ દામોદરદાસ પરીખ, એમ એ; એલ એલ; બી; ગોધરા. અને તેમની સૂચનાથી રા. બા. હરગોવિંદદાસ દ્વારકાદાસ કાંટાવાળા, વડોદરા, એઓની સાથે, પત્રવ્યવહાર થઇ રહ્યો હતો. તે અરસામાં પ્રસંગોપાત પ્રોફેસર સાંકળચંદ જેઠાલાલ શાહ. એમ, એ; એમની સાથે વાતચિત થતાં. તેમણે, પોતાની પાસે સ્વર્ગસ્થના જીવનચરિત્રને લગતાં જે કાગળો હતાં તે સોસાયટીને સોંપી દેવા ખુશી દર્શાવી. તે પૂર્વે પોતે એકત્ર કરેલા સાધનો પરથી ગ. સા. ભોગીલાલનું જીવનચરિત્ર સ્વતંત્ર રીતે લખ્યું હતું, પરંતુ તે ગેરવલ્લે જવાથી અને નજદિકમાં તેઓ એ કાર્ય કરી હાથમાં લઇ શકે એવી સ્થિતિમાં ન હોવાથી. કોઇ અજ્ઞાત ગૃહસ્થે–સ્વર્ગસ્થના એક મિત્રે–તેમનું જે જીવનવૃત્તાંત લખી રાખેલું, તેજ હાલ તુરત છપાવવાની તેમણે સલાહ આપી. તેથી તે લેખ જે સ્થિતિમાં મળી આવ્યો તેવી સ્થિતિમાં, કાંઇપણ ફેરફાર કર્યા વિના, છાપી જનસમાજ સમક્ષ રજુ કર્યો છે. અમારી ખાત્રી છે કે પ્રસ્તુત લેખ લોકપ્રિય થઇ પડશે.

છેવટે, આ નિબંધ છપાવાનો ખર્ચ, સ્વર્ગસ્થ પ્રત્યે અત્યંત સહ-ભાવ અને પ્રીતી ધરાવનાર અને તેમનીજ જ્ઞાતિના, અમદાવાદ જીલ્લાના સરકારી વકીલ રા. બા. ગીરધરલાલ ઉત્તમરામ પારેખ. બી. એ; એલ એલ બી, એઓએ આપવા ઉદારતા બતાવી છે, તે બદલ તેમનો ઉપકાર માનવામાં આવે છે.

તા. ૭-૭-૧૯૨૫.

હીરાલાલ ત્રીભોવનદાસ પારેખ
આસિ. સેક્રેટરી.

# રા. સા. ભોગીલાલ પ્રાણવલ્લભદાસનું જીવનચરિત્ર

---

[ અમદાવાદ હાઇસ્કૂલના હેડમાસ્તર તરીકે રા. સા. ભોગીલાલ પ્રાણવલ્લભદાસે સારી ખ્યાતિ મેળવી હતી એટલું જ નહિ પણ ગુજરાત કાઠિયાવાડમાં તેમજ વડોદરા રાજ્યમાં કેળવણીની શરૂઆત કરવાનું માન તેમને ઘટે છે. તેઓ મારી જ્ઞાતિના હોઇને, તેમનું જીવનચરિત્ર જાણવાને અને તે સંબંધી માહિતી એકઠી કરવાને, સ્વાભાવિક રીતે મને ઉત્કંઠા થઇ આવી અને તે માટે પ્રયાસ કરતાં એક સ્નેહી પાસેથી, સ્વર્ગસ્થના એકાદ મિત્રે, તેમનું લખી રાખેલું ન્હાનું જીવન-ચરિત્ર મળી આવ્યું; જે નીચે આપવામાં આવ્યું છે. તેમાં કોઇ કોઇ સ્થળે નામની કે વર્ષની નોંધ અધુરી હતી તે પૂરી પાડવા મેં બનતી તજવીજ કરી છે. પ્રસ્તુત લેખનું શરૂઆતનું પાનું મૂળથી મળ્યું નથી. એ પાનામાં સામાન્ય પ્રસ્તાવિક આમુખ લખેલો હોવાથી, કોઈ મુદ્દાનો ભાગ જતો રહેનો નથી. વળી અજ્ઞાત લેખકને યોગ્ય ન્યાય મળે તેથી મૂળ લેખ જેવો મળી આવ્યો તેવા જ સ્વરૂપમાં અહિં રજુ કર્યો છે. તેમાં સુધારા વધારા કે ફેરફાર કરવાનું મને ઉચિત જણાયું નથી. અંગ્રેજી કેળવણીનો શરૂઆતનો પ્રભાવ કેવો હતો તેનો આ સચોટ દાખલો છે. પ્રસ્તુત લેખમાંથી સ્વર્ગસ્થ વિષે ઘણી જાણવાલાયક માહિતી મળી આવે

છે. કેટલીક વાતો તો બધાએ ધડો લેવા જેવી, જીવનમાં ઉતારવા જેવી છે. તેમનું જીવનચરિત્ર બહાર પાડી આપણે તેમના પ્રત્યેનું આપણું ઋણ ફેડીએ છીએ. તે સાથે ઉછરતી પ્રજાને તે જીવનચરિત્ર માર્ગદર્શક અને બોધપ્રદ થઇ પડશે એવી મારી ખાત્રી છે. પ્રમાણિકપણું અને સત્યની મૂર્તિરૂપ તેઓ હતા એમ કહેવું અતિશયોક્તિભરેલું નથી અને તેની પ્રતીતિ પ્રસ્તુત લેખ વાચતાં થશે જ. સંપાદક, સાંકળચંદ જેઠાલાલ શાહ ]



*                *                *

*                *                *

×                ×                ×

× × × × × × સ્થિતિમાં પૂર્ણ પરીક્ષક કદરદાન ઝવેરી–બિટનોના હાથમાં આવ્યો. હવે આ ચિંથરે વીંટાએલા મહાન અનુપમ તેજસ્વી હીરાને તેના ઉપરના ઉપર બતાવેલા સર્વ આવરણોથી વિમુક્ત કરી તેની અસલી તેજોમયતા ઉપર લાવવા સ્વામીજી બિટનોને પ્રથમ અવિદ્યાન્ધકારનો આવરણ ખસેડવાની આવશ્યકતા હતી.

પૃથ્વી ઉપરના સઘળા દેશોની ઉન્નતિ માત્ર વિદ્યા વિજ્ઞાનને લીધેજ થયેલી સિદ્ધ થઇ છે. દેશની ઉન્નતાવસ્થાનું માપ માત્ર વિદ્યાદેવીના ઉપાસકોની સંખ્યા ઉપરથી જ થઇ શકે છે. જે દેશમાં વિદ્યાનો અભાવ ત્યાં વ્હેમ, પાખંડ, કુતર્કો આદિ અજ્ઞાનતાના સર્વાંગ ચિહ્નો નજરે પડે છે. આવી દશામાં દેશ, કળા, કૌશલ્ય, વ્યાપાર ઉદ્યોગ, વિદ્યા વિજ્ઞાનમાં આગળ વધી સઘન થાય તે આશા કેવળ મૃગજળ સમાન છે. જાપાન, યુરોપ, અમેરીકા આદિ દેશોની અતિ શીઘ્ર ઉન્નતિ થવાનું આદિ કારણ વિદ્યાનો બ્હોળો ફેલાવો જ છે અને તેથીજ તે દેશો પૃથ્વી પરના અન્ય દેશોમાં શિરોધાર્ય ગણાય છે, અને ગૌરવશાળી ભારત તેની ગેરહાજરીને લીધે આજ અધોગતિની ખાડીમાં રગદોળાઇ રહ્યું છે.

આ સઘળા સબળ મૂળતત્વોને લક્ષમાં રાખીનેજ નીતિનિપુણ બ્રિટિશ સરકારે આ ભારતરૂપી મહદ્ દ્રવ્યપૂરિત–સુંદર વાટિકામાં વિદ્યારૂપી કલ્પવૃક્ષ પુનઃ રોપવાનું કાર્ય આદર્યું.

અત્યાર સુધી તો દેશમાં ભારતવર્ષિઓને જે કંઇ શિક્ષણ મળતું તે માત્ર વ્યવહાર–કામ પુરતું હતું. સ્થળે સ્થળે ગામડી નિશાળો તેમાં પંડયા (પંડિતનું અપભ્રંશ) મહેતાજીઓ બાળકોને (મુખ્યત્વે કરી વૈશ્ય અને બ્રાહ્મણ વર્ગને) આંક, કક્કો, બારાખડી, નામુંઠામું, વ્યવહારીક લેખાંના હીસાબ અને કેટલીક નીતિની શીખામણો વણીક પુત્રોને માટે હતું. અને તેનો કુલ ખર્ચ પણ આખા ૭–૮ રૂપિયા થતા; આટલું વ્યવહાર પુરતું જ્ઞાન ૧૦–૧૨ વર્ષમાં મેળવી સર્વકોઈ પોતપોતાને અનુકૂળ ધંધે લાગી જતા. ત્યારે બ્રાહ્મણ પુત્રો યજમાન વૃત્તિમાં ખપ પડતું જ્ઞાન મુખપાઠથી સંધ્યા ગાયત્રી આદિ નિત્ય કર્મવિધિ તથા કેટલાંક સ્તોત્ર તથા કવચ ગોખી જઈ.

हस्ते ताम्रघटी जलेप्लुत जेटीस्कंधे च जीर्णपटी ।
दर्भेन्यस्त कटी सदा चटपटी सौख्यं न चक्रा घंटी ॥
को जातः कृतमो मृतो व्रतदीनं कस्यापि न श्रूयते ।
हन्तै वैपरिः पण्डितः कलियुगे भ्रामंयति ब्राह्मण ॥

આ અવસ્થામાં પોતાના જન્મનું સાફલ્ય દેવવાણી સંસ્કૃત ભાષાદ્વારા કરતા. ઘણાક થોડા જ વિદ્યાર્થીઓ કાશી વા અન્ય સ્થળે જઈ ત્યાં કેટલોક વખત રહી વ્યાકરણ, છંદ, પિંગળ, જ્યોતિષ આદિ શાસ્ત્રનું અધ્યયન કરતા, પણ તે માત્ર પોતપોતાના સંપ્રદાયોની પુષ્ટિ માટે તથા પોતાના ઉદરનિર્વાહ ઘણી સારી રીતે થઈ શકે અને જનસમાજમાં વખણાવાની અભિલાષાથી જ માત્ર આશ્રય લેતા. દેશનો ક્ષત્રિય વર્ગ તો નટ, ગવૈયા, ગણિકા, મૃગયા, દ્યૂત અને મદ્યપાનના રંગમાં મસ્ત બનેલો હોવાથી વિદ્યા એ તો માત્ર બ્રાહ્મણોને માટે જ સમજતો. તેથી તેના સંસર્ગે જવા ક્વચિત જ મન ઉપર લેતા. આ ત્રણ વર્ગ પૈકી એક વર્ગ જેનો સંબંધ પૂર્વ કાળથી રાજ્યકારભાર સાથે જ જોડાએલો છે તે વર્ગ તો અવશ્ય વખતોવખત બદલાતી વિદેશી રાજ્યભાષામાં કુશળતા મેળવતો અને તે વર્ગના બાળકો તો જુદી જુદી ભાષાઓનું અધ્યયન કરતા. ભવિષ્યમાં જે રાજ્ય સ્થાપિત થવાની વકી રખાતી હોય તે રાજ્યનું ભાષા જ્ઞાન મેળવવા સદા ઉલટમંદ રહેતા. રાજ્યપ્રિય થઈ પડવાને તે ભાષા શીખવા માટે અલૌકીક યત્ન કરતા. તે જ વર્ગ આ વખતે એટલે બ્રિટિશ રાજ્યની સત્તા ભારતમાં ધીરે ધીરે દૃઢ થતી જોઇ તે ભાષા જાણવાને ઉત્કટ ઇચ્છાતુર બન્યો. જો કે અત્યાર સુધીમાં સરકાર તરફથી દેશીઓને કેળવણી આપવાનું કંઇ પણ ધોરણ નક્કી થયું ન્હોતું. ઈ. સ. ૧૮૧૫ માં કાઉન્ટ ધર્મેશ મુખ્ય

પદ ધરાવનાર માનવંતા રે. વેલ્નોસ સાહેબે મુંબઇમાં અંગ્રેજ બાળક બાળકીઓને માટે પ્રથમ વાર જ "ધી બોમ્બે એજ્યુકેશનલ સોસાઇટી" સ્થાપી, ત્યારબાદ ઇ. સ. ૧૮૧૮ માં તેવી એક શાળા પુનામાં સ્થપાઇ, ત્યારથી મુંબાઇ ઇલાકામાં કેળવણીનો સૂર્યોદય થયો. ત્યારબાદ કેટલાક સાહસિક પાદરીઓએ દેશીઓમાં કેળવણીનું બી રોપવા પોતાના ગંજાવર ખર્ચથી જુદે જુદે સ્થળે શાળાઓ સ્થાપી. આ શાળાઓમાં ઘણા લાંબા કાળ સુધી શિક્ષણનો કંઈ પણ નિયમિત ક્રમ ગોઠવાયેલો ન હતો, માત્ર દેશી બાળકોને શાળાઓમાં આવતા કરવાને માટે અને ધીરે ધીરે તેમની વિદ્યા તરફ અભિરૂચિ વધારવા દરેક યત્ને યોજવા તરફ જ તેમનું મૂળ લક્ષ હતું. તે સમયની અજ્ઞાનતાના તેમ ક્રિશ્ચિયન ધર્મોપદેશકોના આંતરિક હેતુઓ આવા સાધનોદ્વારા દેશીઓને પોતાનું મતાવલમ્બન કરવાની ઉત્કટ ઈચ્છાની અગમચેતી–દુરંદેશીને આભેખાતી હોવાથી જનસમાજ સમસ્ત અંગ્રેજ જાતિ માટે અતિ હલકો વિચાર બાંધી બેઠા હતા. તેમના સહવાસમાં આવનારાઓને "વટલાઈ ગયેલાં" ગણી કાઢતાં. યુરોપિયનો, નિશાળો કાઢી આપણા છોકરાને વિશ્વાસી કરવા ધારે છે, આ વ્હેમ આખા દેશમાં ચાલતો હતો. પણ સુજ્ઞ વિચારવંત લોકો આ સઘળું માત્ર અજ્ઞાનતાનું જ કારણ ગણતા. તેઓ તો બેધડક અંગ્રેજી તથા દેશી કેળવણી લેવા માટે ઉત્સુક બન્યા હતા. તેમ જ તે સમયના શાસન કર્તા યુરોપિયન અમલદારોની પણ એ જ અભિષ્ટ વાંચ્છના હતી કે, દેશીઓ સરસ્વતીદેવીના ઉપાસક બને અને તેમના જ્ઞાનશૂન્ય બનેલાં હૃદય વિદ્યારૂપી પ્રકાશથી પ્રકાશિત કરી પોતે પોતાના ખોઇ દીધેલા હક્ક પાછા મેળવી સુખી થાય. ખરે વસ્તુતઃ છે તો એમ જ. મહાભારતના યુદ્ધ પૂર્વે જ્યારે આર્યાવર્ત વિદ્યા વિજ્ઞાનથી પરિપૂર્ણ હતો ત્યારે જ તે સર્વ દેશોમાં શિરોધાર્ય ગણાતો, હાલ તેની ગેરહાજરીને લીધે દેશ દયાપાત્ર, આશ્રયપાત્ર, ગરીબડું–બીચારૂં, નિર્ભાગ્ય હિન્દ બની

ગયું છે. માટે તેની સ્થિતિ બદલાવા માટે જે કંઈ બાકી હોય તે માત્ર વિદ્યાનો બ્હોળો ફેલાવો થવાની જ છે. તેમ પોતે (અંગ્રેજો) જે પ્રબળ આંતરીક કામનાની સિદ્ધિ અર્થે આ પારસમણિરૂપ દેશ ઉપર તરાપ મારી હતી તે સફળ થવાની આશા દેશીઓને પાશ્ચિમાત્ય કેળવણીના ગ્રાહક બનાવી ફસાવી ખેલાવી–કામ લેવામાં સમાયેલી હતી. કારણકે નીતિનિપુણ કાર્યદક્ષ અંગ્રેજોએ એવી મોગલાઇ રાજનીતિ માન્ય કરી ન્હોતી કે પોતાની આશ્રિત પ્રજાને અજ્ઞાનતારૂપી ઘોર અંધકારમાં જ રાખી જોરજુલમથી, લુંટફાટ કરી પોતાનાં લોહવત્ દેશને સુવર્ણમય બનાવવો. અંગ્રેજોને આ નિંદ્ય રાજનીતિ પ્રથમથી જ અગ્રાહ્ય હતી. તેણે તો માત્ર પ્રજાને સર્વ સુખનાં સાધનો આપી, શોખીલા બનાવી વહેપારદ્વારા, તેમ પોતાની ચટકીલી ચમકીલી પોલીસીઓથી ધીરે ધીરે ભારતનો અખૂટ ભંડાર સાત સમુદ્રપાર પોતાના દેશમાં સદાને માટે લઇ જવાની પ્રબળ મુત્સદ્દીનીતિ ધારણ કરી હતી. કોણ કહી શકશે કે આ જુલમ છે વા રાજ્યનું અંધેર છે? ઘણા વખતથી નામદાર મુંબઇ સરકાર દેશીઓને દેશી ભાષાનું શિક્ષણ આપવા સંબંધી યોજના ઘડવાનો વિચાર ચલાવી રહી હતી, અન્તે ૧૮૧૮ [?]માં લૉર્ડ મેકોલેની યોજના પ્રમાણે કેળવણીનો સઘળો કારભાર "બોર્ડ ઓફ ઇનસ્ટ્રકશન" ની મંડળીના હાથમાં સોંપાયો, ત્યારથી મુંબઇ બંદરમાં દેશીઓને–અંગ્રેજી ગુજરાતી ભાષાનું જ્ઞાન મેળવવાનું દ્વાર ઉઘડયું. પણ અત્યાર સુધીમાં તેનો લાભ લેવા માટે ઘણા જ થોડા ઉત્સાહી વિદ્યાર્થીઓ દાખલ થતા.

જે મહા પુરૂષ જેના ભવિષ્યમાં ગુજરાત કાઠીઆવાડ તથા મલ્હાવરાવના ગાયકવાડી રાજ્યમાં વિદ્યાનું કલ્પવૃક્ષ રોપવાનું વિધાત્રી દેવીએ આંકી રાખ્યું હતું, તે ગુજરાતનો મહાન દીપ્તિમાન સૂર્ય રા. સા. ભોગીલાલનો સફળ જન્મ દિવસ ગુજરાતના એક અગોચર, જંગલી, રાની, ભીલ લોકોનો સઘન પ્રદેશ સ્થળ પંચમહાલમાંના

એક ગોધરા ગામમાં પોતાના મોસાળમાં ઇ. સ. ૧૮૧૮ એટલે સંવત ૧૮૭૪ ના માર્ગશીર્ષ સુદી ૧ ને દિવસે શુભ ચોઘડીએ થયો હતો. એમના પિતા પ્રાણવલ્લભદાસ જ્ઞાતે મેશ્રી દશા પોરવાડ સુરતના રહીશ હતા.

ઇ. સ. ૧૭મા સૈકામાં ગુજરાતના પાટનગર અમદાવાદમાં મુસલમાનો અને મુસલમાનો વચ્ચે રાજ્યક્ષોભથી બન્ને પક્ષ તરફથી શહેરમાં થતી લુટફાટ તથા ભોગવવી પડતી અસહ્ય હેરાનગતિ વગેરે ત્રાસથી કંટાળી કેટલાક લોકો અમદાવાદ મુકી સુખ–શાંતિવાળા બીજા દેશમાં ઉતરી પડવા માંડેલા; તે જ સમયમાં આખી પૃથ્વીમાં વહેપારના મુખ્ય મથક માટે પંકાયેલું, જ્યાં સર્વ દેશોના વ્હાણ ઉપરના ચોરાશી પ્રખ્યાત બંદરના રંગબેરંગી વાવટા ઉડી રહ્યા હતા તેવા વૈભવશાળી શહેરમાં ભોગીલાલના પૂર્વજો તે સમયથી આવી નિવાસ કરી રહ્યા હતા, બાદ કાલાન્તરે તે સોનાની મૂર્તિ સુરત ઉપર પણ કાળચક્ર ફરવા માંડયું અને સર્વ નાશ કરનારી ઇ. સ. ૧૮૧૦ ની રેલમાં જ્યારે પ્રાણવલ્લભદાસ ઉપર પણ વિપત્તિવાદળ ઘેરાઇ આવેલું; તે સમયથી પોતાના સહકુટુમ્બ સાથે ગોધરામાં નિવાસ કરતા હતા. તેમના મોસાળમાં તે સમયે તેમની સંસાર સ્થિતિ મધ્યમપણે સારી હતી, તેમના પાંચે મામા પોતાના બાપદાદાની કુળ–મોટપ તથા પ્રતિષ્ઠાને જાળવી રાખવા યોગ્ય દ્રવ્યોપાર્જન પરચુરણ વહેપાર કરી કરતા; એટલે હાલમાં તે કુટુમ્બ સાધારણ સુખી હતું.

ભોગીલાલના પૂર્વજોનો સંબંધ મુસલમાની અમલમાં, તેમ મરેઠા રાજ્ય અમલમાં પણ રાજ્ય કર્મચારી તરીકે પ્રખ્યાત હતો.

તે ઉપરાંત તેમના મોસાળ પક્ષના વંશજો ગુજરાત તેમજ કાઠીયાવાડમાં પ્રણામી પંથના આગેવાન તરીકે ઘણા લાંબા કાળથી એટલે જ્યારથી તે મત સ્થપાયો, તે સમયે તેમના પૂર્વજોએ તે મતનો

બહોળો ફેલાવો કરવા કરેલી સ્તુતિપાત્ર સહાયતાને લીધે તે પંથમાં તેમનો યશ અને ખ્યાતિ પ્રકાશી રહ્યાં છે. તેમની ૬–૭ પેઢીએ તેમનામાં થઇ ગયેલ મહા પ્રતાપી પરમ ધર્મિષ્ટા "બાઈ અમરતાબાઇ" જેમણે તે પંથની જડ ગુજરાતમાં સજ્જડ બેસાડવા પોતાના નાશવંત શરીરનો ધર્મ અર્થેજ ભોગ આપવા ઉપરાંત દ્રવ્યની પણ પુરતી સહાયતા કરી અચળ કીર્તિ સમ્પાદન કરેલી છે, તે સ્મરણાર્થે અદ્યાપિ પણ તે પંથની દરેક બેઠકમાં તે પૂણ્યવતી "અમરતાબાઈની જય" પરમ હર્ષનાદથી બોલાય છે.

આવા સંસ્કારી પિતા પ્રપિત્તાદિક પૂર્વજોના વંશમાં ભોગીલાલનો જન્મ થયો હતો. તેમની માતાનું નામ ખુશાલબાઇ હતું. તે બાઇ ઘર કામમાં કુશળ, સુઘડ, ધર્મિષ્ટા, ઉદ્યોગી અને કરકસરને સમજનારી તેમ સંતોષી હતી. સ્વભાવ પણ ગરીબ, મળતાવડો ને દયાળુ હતો. પોતાના પુત્રને ભલા, ઉદ્યોગી અને નિયમિત કેમ બનાવવા તે આ માતા સારી પેઠે સમજતી હતી. આ છાપ ભોગીલાલના ઉપર એવી તો દ્દઢ બેઠી કે તેમની પ્રકૃતિ ઠાવકી, શરમાળ, સાદી અને સરલ જણાતી, છતાં તેમનું ગાંભિર્ય, બુદ્ધિનું ચાંચલ્ય અને તીવ્રતા બહાર પડતાં જણાતાં હતાં. શરીર પણ બાલપણથી નિરોગી હતું.



## પ્રકરણ ૨ જું

### કેળવણી

" Youth is a promise and a prophesy,
An adumbration of the coming man;
And as the blossoms scarce belies the bud.
So even childhood is significant.
For manhood hath small difference from youth,
The child walks in the shadow of the man;
A man is but a boy intensified."

S. W. P.

જેમ જેમ ગુજરાતના અજ્ઞાનાન્ધકારનો પડો ફાટી જ્ઞાન સૂર્યોદય થવાનો સમય સમીપ આવતો ગયો, તેમ તેમ ભોગીલાલ વયોવૃદ્ધિને પામતા ગયા. સ્ફુરાયમાન બુદ્ધિ પ્રવૃત્તિથી તેમણે આત્મ:શિક્ષણવત્ સાર ગ્રહણ કરવા માંડયો, એટલે બાલપણમાંજ તેમના લાક્ષણિક ગુણો ભવિષ્યમાં એક હોનહાર મહાન પુરૂષની આગાહી સુચવતું હતું. શુભ ચોઘડીયે ભાગ્યશાળી–પ્રતાપી પુત્રનો જન્મ થયા પછી તેમના માતપિતાદિ સકલ જનોને આનંદ–પ્રમોદ, અનુભવવાની સાથે દિન-પ્રતિ દિન વ્હેપાર રોજગારમાં પણ વૃદ્ધિ થતી ચાલી. પોતાના પુત્રને તે સમયના રિવાજને અનુસરી, તે કાળમાં વણિક પુત્રોને અપાતું શિક્ષણ લેવા પુત્રની ૭ વર્ષની કિશોર અવસ્થામાં ત્યાંની એક ગામડી નિશાળમાં ભણવા બેસાડયા. અંકગણિત, આંક તથા મોઢે ગણવાના હીસાબોમાં પોતાના ચંચળ પુત્રની અદ્દભુત ચંચળતા જોઇ નવી આશાઓ તેમને નવું જીવન આપ્યું. પોતાનો પુત્ર વ્હેપારમાં પોતાને

એક અગત્યનું સાધન થઈ પડશે, આ આંતરિક અભિલાષાએ તેમના પિતાને તેમની મનન શક્તિ બાર ઝીલની શકે તેટલું નિશાળમાં તથા ઘેર પોતે જાતે શ્રમ લઈ અંકગણિતનું ઉંચુ જ્ઞાન આપવા ઉશ્કેર્યા. આ પોતાના સ્વાર્થ સિદ્ધિ અર્થે આદરેલો અહોનિશનો શ્રમ તથા તે માટેની ભવિષ્યની આશાઓ કયી બાજુએ ફળશે, તેની તેમને કલ્પના સરખી પણ નહિ ઉઠી હોય! પોતાને કયાં ખબર હતી કે આ બાલક કે જેના ઉપર હું આટલો પરિશ્રમ વેઠી માત્ર મારા શ્રેયનીજ આશા રાખું છું તેના ઉપર દેશનો અજ્ઞાનાન્ધકારનો પટ ચીરવાનું નિર્માણ થયેલું છે.

પ્રાણવલ્લભદાસને હવે પોતાના વતન સુરતમાં જઇ સ્વતંત્ર ધંધો કરવાની કંઇક સરળતા થયેલી હોવાથી, અથવા ખરૂં કહીએ તો હોનહાર મહાન પુરૂષને પ્રકાશમાં આવવાને એક પછી એક દ્વાર ઉઘડવાની કુદરતી પ્રેરણાએ પ્રાણવલ્લભદાસને મોસાળમાંથી હવે રજા લઇ સ્વદેશમાં જવાની મનોવૃત્તિ પ્રબળ થઇ. તેથી ઇ. સ. ૧૮૨૬માં સહકુટુમ્બ સુરતમાં જઇ રહ્યા.

આજ અરસામાં મુંબઇ સરકાર તરફથી મુંબઇ ઇલાકામાં દેશી કેળવણીનો ફેલાવો કરવા "હિંદ નિશાળ મંડળી" ના કારભારથી કેળવણી આપવાનું કામ પહેલવ્હેલું શરૂ થયું; ને કુલ મળી દશ ગુજરાતી નિશાળો સ્થાપન થઇ હતી, જેમાંની બે અમદાવાદમાં, એક નડીયાદમાં, એક ખેડામાં, એક ધોળકામાં, બે ભરૂચમાં અને ત્રણ સુરતમાં હતી. કલેકટરો તેના ઉપરી હતા અને મંડળી તરફથી ઇન્સ્પેકટરો તેની પરીક્ષા લેવા આવતા અને નિશાળોમાં ભણાવવાને મંડળીએ કેટલાંક પુસ્તકો તૈયાર કરાવી શીલાછાપથી છપાવી પ્રસિદ્ધ કર્યાં હતાં; જેમાંનાં કેટલાંક જુની લાઇબ્રેરીઓમાં હાલ પણ જોવામાં આવે છે.

ભોગીલાલના પિતા પ્રાણવલ્લભદાસનામાં પરમ્પરાથી ચાલતો આવેલો સંસ્કારી ગુણ એ હતો કે તેઓ પોતાના વ્યાવહારીક કામમાંથી

નવરા થયા પછી બાળબોધ લિપિમાં જુના હસ્તલેખોની નકલ કરવામાં પોતાના સુંદર હસ્તાક્ષરના લીધે એક સારા લહીયાની ગરજ સારતા હતા. સુરતના જૈન પુસ્તકશાળાનાં જીર્ણ ઘણાંક પુસ્તકોનો પ્રાણુવલ્લભદાસને હાથે ઉદ્ધાર થયો હશે. પોતાના પિતાના આ નિરન્તર ઉદ્યોગી સ્વભાવની છાપ ચંચલવૃત્તિના પુત્ર ઉપર પડે એ સ્વાભાવિક જ છે. પ્રાણુવલ્લભદાસે પણ પોતાના પુત્રને પોતાના ખાસ ગુણોનો વારસો આપી, તેમને એક ઉત્તમ લહીયો બનાવવા શુદ્ધ સુંદર લેખનકળાનું શિક્ષણ આપવા માંડયું. ઉદ્યોગપ્રિય ભોગીલાલ પણ નિશાળના નિત્ય અભ્યાસથી પરવાર્યા બાદ પોતાના પિતાની સાથે બેસી લહીયાનું કામ કરતા. વિચક્ષણ બુદ્ધિના ભોગીલાલનો હાથ તે અક્ષરો ઉપર એવો તો બેસી ગયો કે થોડા સમયમાં પોતાના ગુરૂ-પિતાને પણ ભૂલાવી દે તેવા મનહર–સુંદર હસ્તાક્ષર પાડવા લાગ્યા. આ બનાવ ઉદ્યોગી પિતાને થોડો ગર્વાનંદ પમાડનારો નહોતો.

ભોગીલાલ એક સારા લહિયા, તથા વિચક્ષણ બુદ્ધિના હોનહાર યુવક છે તે ત્યાંના પરીક્ષક લોકોના સમજવામાં સારી પેઠે આવ્યું, સર્વ કોઇ તેમની અંકગણિતમાં તથા મોઢે ગણવાના હીસાબોમાં અદ્ભુત શક્તિ તથા સુંદર લેખનકળાથી ખુશ થવા લાગ્યા, અને અન્તે એજ અભિપ્રાય બાંધતા કે જો આ છોકરાને ઊંચા પ્રકારનું શિક્ષણ આપવામાં આવે તો આગળ જતાં તે એક મોટો માણસ નિવડશે. આ લોકકિંવદંતી સત્ય જ પડવી એ ભોગીલાલના લલાટમાં નિર્માણ જ હતું. પણ પોતે તો સ્હેજ સ્વભાવે વિશુદ્ધ ભાવે પોતાનું કર્ત્તવ્ય કર્યા જતા હતા. શાળામાં અન્ય વિષયો પૈકી અંકગણિતની પરિપક્વતા માટે જ તેમનો અભ્યાસ નિતાન્ત ચાલુ હતો. આ વિષય કંઇ એવો ક્ષુદ્ર નથી કે જેની સીમા અમુક કાળે પણ આવી જાય, આ ગહન વિષયમાં ઉંડા ઉતરેલા નરો જ દુનિયામાંના હરકોઈ હાથ ધરેલા મહદ્ કાર્યોને પોતાની ઝીણી બુદ્ધિના યોગે સરળ કરી તેમાં વિજય મેળવે છે. બહુધા આ વિષયના અભ્યાસીઓ જ દુનિયામાં મહાન પુરૂષ તરીકે પંકાઇ ગયા

છે. ભલે તે કાળમાં હાલની સુધરેલી રીત પ્રમાણે નિયમાનુસાર શિક્ષણ પદ્ધતિ ન્હોતી, જુદા જુદા ઘણા વિષયો શિખવાતા ન્હોતા, ભાષાની ઉંચી કેળવણી લેવાની પ્રથા ન્હોતી, તોપણ એટલું તો ખરૂં કે તે સમયની તેની અનિયમિત શિક્ષણ પદ્ધતિ હોવા છતાં તે શાળાઓમાં અંકગણિતનું શિક્ષણ એવું તો સંગીન અને પાયાદાર મળતું કે તે સમયની તેની શાળાઓમાં માત્ર થોડો કાળ પણ અભ્યાસ કરી બ્હાર નીકળેલા વિદ્યાર્થીઓનો ઘણો ભાગ ૧૯ મી સદીના મહાન્ પુરૂષો તરીકે જગજાહેર થઇ ચૂક્યા છે, ત્યારે આજકાલના વિદ્યાર્થીઓ પોતાની લગભગ સમસ્ત આયુ સરસ્વતી મંદિરનાં પગથીયાં તોડી નાંખવામાં કાઢી હોય તોપણ તેમાંથી જવલ્લેજ કોઇ વિરલ પુરૂષ તે ગત્ પુરૂષની ખોટ પુરી પાડવા જોઇતા જ્ઞાન ભંડારથી વિભૂષિત થઇ તે કીર્તિ સંપાદન કરતા હોય !!

ભોગીલાલના પિતા સુરતમાં વહાણ વગેરેનો વીમો ઉતારવાનો ધંધો કરતા હોવાથી તેમના અને મુંબઇના એક વહેપારી સાથે વિમા સમ્બન્ધનો વાંધો પડ્યો, આના નિકાલ માટે પ્રાણવલ્લભદાસને મુંબઇ જવું અતિ જરૂરનું હતું, તેમ આ કામનો ફેંસલો ત્યાંની કોર્ટ મારફતે થવાનો હોવાથી પોતાના પુત્રને સાથે લઇને ત્યાં જવાનો નિશ્ચય કર્યો.

આ હેતુથી ઇસવી સન ૧૮૩૯ માં પોતે પોતાના પિતાની સાથે મુંબઇ ગયા. જે કારણસર તેમના પિતાનું અત્રે આવવું થયું હતું તેનો નિકાલ આવવાને ઘણો વખત લાગવાનો હોવાથી પોતે ત્યાંની એકાદ શાળામાં દાખલ થઇ જવાનો ઇરાદો પોતાના પિતાને જણાવ્યો. વહેપાર રોજગારમાં હલમલી રહેલું અને અંગ્રેજી રાજ્યના પાયતખ્ત ગણાતા વિશાળ વૈભવશાળી નગર મુંબઇમાં અત્યારસુધીમાં દેશીઓમાં કેળવણીનો ઘણો સારો ફેલાવો થયો હતો. શહેરના સઘળા લોકોની સગવડ ખાતર સ્થળે સ્થળે શાળાઓ સ્થપાઇ હતી. આજ અરસામાં એટલે ઇ. સ. ૧૮૪૦ માં નામદાર સરકારે "બોર્ડ" ઑફ નેટીવ

એજ્યુકેશન"ના હાથમાં દેશીઓને કેળવણી આપવાનું ખાતું સ્વાધીન કર્યું. તે સભાના ખંતીલા સભાસદોના અતુલ પ્રયાસથી શાળાઓમાં ચુનંદા શિક્ષા ગુરૂઓ અને શિક્ષણ પદ્ધતિમાં તથા તેના નિયમોમાં ઘણો સારો સુધારો વધારો કરવામાં આવ્યો હતો.

ખ્રિસ્તાબ્દ ૧૮૩૬[?]માં એટલે ભોગીલાલની-૧૮[?] વર્ષની ઉંમરે પ્રસિદ્ધ ગણિતશાસ્ત્રી બાલગંગાધરના આધિપત્યવાળી ગુજરાતી શાળામાં અભ્યાસ કરવાનું તેમને સ્થિર થયું. આ પણ એક અદ્દ્ભુત સંયોગ! આપણે આગળ જ કહી ગયા કે ભોગીલાલ મુળથી જ વિચક્ષણ અને પ્રાજ્ઞ બુદ્ધિના હોવાથી પોતાના સહાધ્યાયીઓમાં સૂર્યરૂપે પ્રકાશી નીકળ્યા, અને વિદ્યાગુરૂ બાલગંગાધર શાસ્ત્રીજી તથા પરીક્ષક મંડળનું લક્ષ આકર્ષ્યું, અને સર્વેની પ્રીતિનું પાત્ર થઇ પડયા. ગણિત શાસ્ત્રમાં એમની ગમ્યતા જોઇ સર્વકો સાનંદાશ્ચર્યથી તેમના પ્રતિ વિલોકતા.

ન ધારી શકાય તેટલી ઝડપથી તેમણે તે સમયમાં શાળાઓમાં અપાતા ગુજરાતી અભ્યાસનો ક્રમ પુરો કર્યો. વાંચકે એ પણ યાદ રાખવું કે તે વેળાની ગુજરાતી કેળવણી હાલ મળે છે તેના કરતા ઘણી જ સંગીન અને જ્ઞાનપૂર્ણ હતી. તે સમયની વાંચનમાળાથી શબ્દ જ્ઞાન ઘણું ઉંચું મળી શકતું. આ સર્વનો લાભ લઇ માત્ર પોતાની લઘુ અવસ્થામાં જ એટલે પોતાની ૨૦ વર્ષની ઉમરમાં, એટલે ૧૮૩૮ ના માર્ચ માસની ૧ લી તારીખે ગુજરાતી અભ્યાસ પુરો કરી તેમાં સર્વથી ઉંચે નંબરે પાસ થયા.

ભોગીલાલનો વિદ્યા તરફ અપૂર્વ ભાવ અને તે સંપાદન કરવા તરફ અનન્યભક્તિથી ચકિત થઇ ગયેલ બાલગંગાધર શાસ્ત્રીએ તથા પરીક્ષક મંડળે સ્નેહપૂર્વક આગળ અંગ્રેજી અભ્યાસ કરવા અત્યાગ્રહ કર્યો.

દેશી પ્રજાને અંગ્રેજી શિક્ષણ આપવાની આંતરિક અભિલાષાને દૃઢાગ્રહથી સતત ઉદ્યોગ કરી તે યોજનાને સફળ કરવામાં સુખ્યાતિ પામેલ એક શ્રેષ્ઠ એંગ્લો ઇંડીયન ઓનરેબલ મોટન્સ્ટુઅર્ટ એલ્ફીન્સ્ટનના નામથી પંકાયેલ એલફિન્સ્ટન ઇન્સ્ટીટ્યુટમાં તેજ સાલની........

તારીખે પ્રવેશ કર્યો. આ ઇન્સ્ટીટયુટમાં દેશીઓને શિક્ષણ આપવા વિદ્વાન પ્રોફેસરો રોકાયલા હતા. આજ ઇન્સ્ટીટયુટમાં ભોગીલાલના સહાધ્યાયી તથા પ્રતિસ્પર્ધી તરીકે ભવિષ્યમાં થનાર ઉત્કૃષ્ટ પુરૂષ મી. દાદાભાઈ નવરોજી તથા પ્રખ્યાત સાક્ષર શિરોમણી મી. રઘુનાથ નારાયણ ખોટે હતા. આ ત્રણે મહા સમર્થ વિદ્યાર્થીઓમાં વર્ગમાં એક બીજાને પરાસ્ત કરવા ભારે રસાકસી ચાલ્યા કરતી. આ પ્રતિસ્પર્ધામાં પોતાને ટકાવી રાખવા ભોગીલાલને રાત્રિ દિવસ ભારે પરિશ્રમ કરવો પડતો. મુંબઇ શહેર જેવા ખર્ચાળ શહેરમાં પોતાના પિતાને કંઇ એવો વ્હેપાર ચાલતો ન્હોતો કે તે બન્નેનું યથેષ્ટ રીતે સુખપૂર્વક ગુજરાન ચાલી શકે. પોતાની આવી સ્થિતિમાં મુંબઇ શહેરમાં રહેવું, પોતાનો અભ્યાસ ભારે પ્રતિસ્પર્ધામાં ઉભા રહી કરવો, તે સ્વાશ્રય પ્રિય નિતાન્ત ઉદ્યોગી વીર આગળ વિઘ્ન રૂપ થઇ પડે એ સંભવેજ કેમ ? ભોગીલાલને પોતાની સ્થિતિનું યથોચિત ભાન પૂર્ણરૂપે હતું, વિદ્યાનંદમાં પરમાનંદ માની રહેલા ભોગીલાલને પોતાની મુસ્કેલીઓનો અંત સ્વાશ્રય સિવાય આવવાનો નથી તેમ જાણી પ્રાતઃકાલમાં મ્હોટે પરોઢીએ ઉઠી શૌચ સ્નાન કરી નિત્ય કર્મથી પરવારી સ્કુલનો નિત્ય અભ્યાસ તૈયાર કરી દરરોજ અથવા ઘણી વખતે તો સાત દિવસમાં રવિવારને દિવસે ભાખરીઓ અઠવાડીઆના ખોરાક તરીકે તૈયાર કરી તે શુષ્ક આહાર ઉપર, પરમ સંતોષ માની ૧૦ થી તે ૫ સુધી તો વિદ્યાલયમાં ગાળતા. ત્યાંથી છુટી પાછા ઘેર આવી આવતા દિવસનો તથા પાછળ ચાલી ગયેલા વિષયોનું અવલોકન કરી જતા. સાંજ પડતાં વાળુ કર્યા બાદ તુરત જ પારસી દક્ષિણી વગેરે સદ્‌ગૃહસ્થ વર્ગમાં ટયુશન આપવા નીકળી પડતા. પોતાનો નિર્વાહ ચલાવવાનું દ્વાર માત્ર આજ હતું. ભોગીલાલને અંગ્રેજી વાંચનનો, અને તે પણ સામાન્ય જ્ઞાન મળી શકે તેવાં પુસ્તકો વાંચવાનો જબરો શોખ લાગ્યો હતો. આ ગ્રન્થો નિશ્ચિંતથી વાંચવાનો પૂરતો અવકાશ તો મળે જ કયાંથી ? તો પણ

એ તો નિશ્ચય જ છે કે, " પ્રબળ ઇચ્છા " ભય, સંકટ, દુઃખ અને નિદ્રાને ક્યાં ગણે છે? કહેવત છે કે Where there is a will there is a way એટલે આ નીતિને અવલમ્બી પ્રસિદ્ધ ગ્રન્થકારોના ગ્રન્થો વાંચવા-ની પ્રબળ જીજ્ઞાસા તૃપ્ત કરવાની અલૌકિક યુક્તિ યોજી કાઢી. રાત્રિએ પોતે ટ્યુશન આપવા ઘેરથી નીકળતી વખત તે ગ્રન્થ તથા ડીક્ષનેરી સાથે લેતા. રસ્તે ચાલતાં સ્થલાન્તરે માર્ગમાં ફાનસોના પ્રકાશમાં ઉભા રહી પાંચ લીટી વાંચતા, અને તેમાં ન સમજાતા ભાવાર્થ ડીક્ષનેરીમાં શોધી કાઢી તે લખાણના આશયને સમજી બીજા ફાનસ આવતા સુધી તે શબ્દોના અર્થ કંઠસ્થ કરતા. તેમ જતા આવતા સુધીમાં પુસ્તકના કેટલાક પૃષ્ટો એવા તો સજ્જડ અધ્યયન કરી જતા કે કા-લાન્તરે પણ તેનું જ્ઞાન નષ્ટ થવાનો સંભવ રહેતો નહિ. રાત્રિએ ૧૧–૧૨ વાગે ઘેર પહોંચી આખા દિવસના શારીરિક અને માન-સિક પરિશ્રમથી શ્રમિત થઇ રાત્રિએ વિદ્યાનંદ સ્વપ્ન અનુભવતા નિદ્રાવશ થતા ! ! !

તેમના આવા નિતાન્ત દૃઢ આગ્રહી વિદ્યા પરત્વેના અપૂર્વ શોખે જ ભોગીલાલ, મી. દાદાભાઇ તથા મી. ખોટે જેવા સમર્થ પ્રતિસ્પ-ર્ધીઓ સાથે ટક્કર ઝીલી શકતા. તે સમયમાં પ્રાથમિક અંગ્રેજી શિક્ષણ વિદ્યાર્થીઓને મળતું તે હાલના મેટ્રીક્યુલેશનના અભ્યાસથી કોઇ પ્રકારે ઉતરે તેમ ન્હોતુ. હાલ તો માત્ર મેટ્રીક્યુલેશનમાં અક્ષર, ઉચ્ચાર, ડીક્ટેશન અને સામાન્ય જ્ઞાન ઉપર બહુજ ધ્યાન આપવામાં આવે છે, તે સમયમાં કોલેજમાં જનારા ભાગ્યે જ સારા અક્ષરો લખી શકતા, અને જોડણીમાં ઘણી ભૂલો કરતા. ત્યારે ચોથા ધોરણમાં જ ગણિતમાં શૂન્યાલબ્ધી પર્યન્ત અને વ્યવહારોપયોગી જ્ઞાન ઉંચા પ્રકારનું ભાષા જ્ઞાન વિદ્યાર્થીઓ મેળવી શકતા. આથી તે કાળના વિદ્યાર્થીઓ વ્યવહાર કુશળ, ધર્મજ્ઞ, નીતિજ્ઞ અને મહાન પુરૂષોને છાજતા મહદ્ ગુણોથી અલંકૃત થઇ બહાર પડતા.

## પ્રકરણ ૩ જું

### સરકારી નોકરી–આગળ વિદ્યાભ્યાસ.

"Strong in will
To strive, to seek, to find and not to yield."

મુંબાઇમાં દેશીઓ માટે સર્વોત્કૃષ્ટ ગણાતી પાઠશાળામાં માત્ર સ્વાશ્રયથી, પોતાના વિચિક્ષણ બુદ્ધિબળથી, ખંતિલા અભ્યાસથી અને પોતાના અનુપમ ગુણોથી તે પાઠશાળામાં શિષ્ય તરીકે સારૂં નામ મેળવી, પોતાના શિક્ષકો–પ્રોફેસરો–આર્લબરો તથા હાર્કનેસ વગેરેની ખાસ પ્રીતિ સંપાદન કરી ઇ. સ. ૧૮૩૮ ની સાલમાં એટલે માત્ર તેમની ૨૦ વર્ષની ઉમરમાં જ ત્યાંની સેન્ટ્રલ ગુજરાતી સ્કુલમાં રૂપિયા પંદરના માસિકથી આસિસ્ટન્ટની જગાએ નિમણુંક થઇ. સરકારી નોકરીની સાથે પોતાનો અંગ્રેજી અભ્યાસ પણ રાત્રિ-દિવસ ચાલુ રાખ્યો, અને ગણિત શાસ્ત્રમાં તેમના ઉંડા જ્ઞાન તથા શક્તિને લીધે કેળવણી ખાતામાં એક ચુનંદા શિક્ષક તરીકે પંકાયા. જેથી સને ૧૮૩૯ ની સાલમાં કોટની બ્રાંચ સ્કુલમાં આસિસ્ટન્ટ માસ્તરની રૂ. ૨૦–૦–૦ ના પગારે જગા મળી.

ભોગીલાલના પિતાનું જે નિમિત્ત અત્રે આવવું થયું હતું તેનો નિકાલ તો ક્યારનોએ આવી ગયો હતો, પણ તે પછી અત્યાર સુધી તેમનું રહેવું માત્ર પોતાના સુપુત્રના માટેજ થયું હતું. હવે તેમનો પગાર પણ ચાલુ થઇ ગયો છે. પોતાને વતન છોડે ઘણો વખત થઇ ગયેલો હોવાથી પે ને સુરત આવ્યા.

ઇ. સ. ૧૮૪૩ માં તેમણે નૉરમલ સ્કૉલરશીપ માટે ઉમેદવારી કરી, એમાં તેઓ પહેલા નંબરે પાસ થયા અને બોર્ડ તરફથી સોનાનો ચાંદ બક્ષીસ મળ્યો. આ સ્કૉલરશીપ ૧૮૪૭ સુધી મેળવી.

તે જ સાલમાં બોર્ડ ઓફ એજ્યુકેશને તેમને એલફીન્સ્ટન ઇન્સ્ટીટયુટમાં રૂ. ૫૦ ના માસિક પગારથી આસિસ્ટન્ટ માસ્તર તરીકે પસંદ કર્યા.

આ પ્રમાણે રા. સા. ભોગીલાલે માત્ર પોતાના સતત ઉદ્યોગથી જ રાત્રિ-દિવસ અભ્યાસ કરી ગુજરાતી તથા અંગ્રેજી ભાષાનું સારું જ્ઞાન મેળવ્યું. આથી તે ઇન્સ્ટીટયુટના પ્રોફેસરો વિગેરે તેમના વિદ્યાબળ, જ્ઞાનબળ વગેરે ગુણોથી ઘણા જ પ્રસન્ન રહેતા અને વિદ્યાર્થીઓ પણ આવા યથાયોગ્ય માસ્તર પાસે ઘણી ઉલટથી વિદ્યાભ્યાસ કરી ધર્મશીલ, નીતિમાન અને દેશ સુધારામાં ઉત્સાહી નિવડતા. તેમની શિક્ષણકળા એટલી બધી તો વખણાઈ કે મુંબઇ બંદરના ઘણાખરા વ્હેપારીઓ, અમલદારો વગેરે તેમના પુત્રોને ખાનગી અભ્યાસ કરાવવા તેમને બોલાવતા.

આપણે આગળ ઘણી વખત કહી ગયા છીયે કે રા. સા. ભોગીલાલનું ગણિતવિદ્યામાં અપરિમિત જ્ઞાન, અને તેમાં તેમની ગહન શક્તિના બળે કરી જ્યોતિષશાસ્ત્રનો વિષય પણ અન્ય અભ્યાસની સાથે એક શોખની ખાતર જ તેમણે હાથ કરી લીધો હતો. ગણિતના આધારે આકાશમાં સૂર્યમંડળ તથા તારામંડળ, ગ્રહાદિની ગતિ વિષે તેમનું પરિપકવ જ્ઞાન જોઇ તે માટે તેમના સહવાસમાં આવતા મિત્રવર્ગ સાનંદાશ્ચર્ય પામતા. આજ અલૌકિક શક્તિને લીધે તે વિદ્યાધિકારીઓ વગેરેના પ્રીતિપાત્ર બન્યા હતા, અને વખતોવખત મુંબઇ સરકારમાં તેમના પ્રોફેસરોએ તેમની અદ્ભુતશક્તિ માટે સારા રિમાર્ક લખી મોકલ્યા હતા. એક પ્રસંગે મારવાડ રાજ્યના જોધપુરના મરહુમ મહારાજા બહાદુર તરફથી પોતાના રાજ્ય માટે એક કુશળ ખગોળવેત્તા માટે માગણી થયેથી નામદાર સરકારે રા. સા. ભોગીલાલને જ પસંદ કર્યા હતા, અને પોતાને ત્યાં જરૂર પડતા સઘળા સરંજામ તૈયાર કરી જોધપૂર જવાની તૈયારીમાં હતા; તે દરમ્યાન અમદાવાદના આગેવાન શેઠીયા વર્ગ તરફથી પોતાના શહેરમાં એક અંગ્રેજી સ્કુલ સ્થાપવા ઘણા લાંબા વખતથી માગણી થતી

હોવાથી અને તે શહેરી પ્રજાનો ઘણો આગ્રહ હોવાથી અન્તે નામદાર સરકારે તે માગણી મંજુર રાખી ઍજ્યુકેશનલ સોસાઇટીને અમદાવાદમાં અંગ્રેજી સ્કુલ સ્થાપી તેને ઉન્નતાવસ્થાને પહોંચાડે તેવા લાયક નર મોકલવા ફરમાવ્યું. એલફીન્સ્ટન ઇન્સ્ટીટયુટના પ્રોફેસરોની તથા પ્રેસિડન્ટની સઘળા મંડળમાંથી આ જોખમભરેલા વિકટ કામને માટે યોગ્ય, દ્રઢાગ્રહી, સાહસિક, શિક્ષાગુરૂને છાજતા સર્વ ગુણોથી ભરપુર લાયક નર માટે ભલામણ કરવા દૃષ્ટિ પહોંચતી તો તે વખતે નજર આગળ માત્ર રા. સા. ભોગીલાલ જ આવતા હતા. ઇન્સ્ટીટયુટના પ્રેસિડેન્ટે નીચેના રીપોર્ટમાં સોસાઇટીને રા. સા. ભોગીલાલ માટે અમદાવાદમાં સ્કુલ ઉઘાડવા માટે યોગ્ય નર તરીકે પોતાની સંપૂર્ણ પસંદગી જાહેર કરી. તેઓ લખે છે કેઃ—

"હું મી. ભોગીલાલ પ્રાણવલ્લભદાસને કેટલાક વર્ષ થયાં એલફીન્સ્ટન ઇન્સ્ટીટયુટના સંબંધને લીધે ઓળખું છું. પ્રથમ એક વિદ્યાર્થી તરીકે અને પાછળથી તે અત્યારસુધી એક કાબેલ શિક્ષક તરીકે, આ બન્ને સંબંધોમાં તેમના ઉંચા ગુણોથી મને એટલો બધો સંતોષ થયો છે કે તેમને માટે મારાથી બને તેટલી સખ્ત ભલામણ હું કરૂં તો તેને માટે તે પુરતીરીતે યોગ્ય છે." આથી રા. સા. ભોગીલાલને રૂ. ૧૦૦ ના માસિક પગારથી અમદાવાદ જવાનું નક્કી થયું. ગુજરાતમાં કેળવણીનું બી રોપવાનું ચિરકાલ માન મેળવવાનો શુભ અવસર તેમના હાથમાં આવ્યો. એલફીન્સ્ટન ઇન્સ્ટીટયુટનો સંબંધ છોડતા પહેલાં ઇન્સ્ટીટયુટના પ્રોફેસરોએ તથા બોર્ડે પણ દેશીઓને ગર્વાનંદ પમાડનારૂં વિસ્તારપૂર્વક સરટીફીકેટ તેમને બક્ષ્યું.

ઇ. સ. ૧૮૪૫ ના નવેમ્બર માસની ૧ લી તારીખે રા. સા. ભોગીલાલે ગુજરાતના પાટનગર અમદાવાદમાં પોતાના શ્રી હસ્તે કેળવણીનું બી રોપ્યું. એક ઉત્તમ શિક્ષકને જોઇતા સર્વ ગુણ રા. સા. ભોગીલાલે સારી પેઠે સંપાદન કર્યા હતા, તેથી અમદાવાદ જેવા મોટા તથા ગુજરાત જેવા વિશાળ દેશના મધ્યમાં પોતાને એકલે હાથે

પોતાની જ બુદ્ધિથી અને પોતાના જ જોખમે જે જોખમભરેલું કાર્ય સફળ કરવાનું હતું તે તેમના રાત્રિ દિવસના સંતત ઉદ્યોગી અને મળતાવડા પ્રેમાળ સ્વભાવના પ્રભાવે ઘણું જ નજીવું કરી મુક્યું. માત્ર થોડા જ સમયમાં શહેરના સઘળા લોકોની સમ્પૂર્ણ પ્રીતિના પાત્ર બની પોતે તેમના ગાઢા સહવાસી બન્યા. સર્વ આબાળવૃદ્ધ, એકસરખી રીતે તેમને ચહાવા લાગ્યા. રા. સા. ની શિક્ષણ પદ્ધતિ એવી તો આનંદજનક હતી કે વિદ્યાર્થીઓ હોંસથી તેમના પ્રીતિપાત્ર શિષ્ય બનવા પ્રયત્ન કરતા. તેમની શિક્ષણ કળા એટલી બધી સુગમ અને સરળ હતી કે વિદ્યાર્થીઓ થોડા શ્રમે, કંટાળો ખાધા વગર વિદ્યાનુરાગી બનતા અને થોડાં જ કાળમાં સર્વ પ્રકારનું જ્ઞાન સંપાદન કરવા ભાગ્યશાળી થતા. રા. સા. ની આ સુખ્યાતિ સુવાસિત પુષ્પની માફક આખા ગુજરાતમાં પ્રસરી અને નડીયાદ, પેટલાદ વગેરે સ્થળોએથી ભવિષ્યમાં થનારા મહાન પુરૂષો અમદાવાદ વિદ્યાભ્યાસ કરવા આવવા લાગ્યા, અને બન્યું પણ એમજ. હાલમાં જુના જમાનાના પ્રસિદ્ધ પુરૂષો તેમના હાથ તળે કેળવણી લઇ બહાર પડયા ને નામાંકિત માનપ્રદ પદવીઓ ઉપર વિભૂષિત છે, તે રા. સા. ભોગીલાલના પ્રતાપી શિક્ષણનો જ પ્રભાવ છે, એમ તે સર્વે સમજે છે અને તેની ખાત્રી રા. સા. ભોગીલાલના સ્વર્ગવાસ થયા પછી તેમનું સ્મારક ફંડ જે ઉત્સાહ અને ઉમંગથી પૂર્ણતાને પહોંચાડયું તે ઉપરથી સ્પષ્ટ થાય છે. રા. સા. ભોગીલાલના શિક્ષણનો પ્રભાવ તેમના શિષ્યો ઉપર એવો તો સજ્જડ પડતો કે તેમના તમામ મહદ્‌ગુણો શિષ્યોમાં પૂર્ણરૂપે પ્રકાશી નિકળ્યા છે. જેમ પોતે એક સ્વાશ્રયી, શીલનસાર, માયાળુ, ધાર્મિક, સાત્ત્વિક પ્રકૃતિથી વિભૂષિત હતા જ તે મહાન ગુણો આજ આપણે તેમના કૃપાપાત્ર શિષ્યોમાં જાગ્રત રહેલા જોઇએ છીએ.

રા. સા. ભોગીલાલ બાલ્યકાળમાં મહા સંકટ વેઠી, આહાર નિદ્રા સર્વેનો ત્યાગ કરી સગાંસંબંધીઓનો સદૈવ વિયોગ વેઠી, આજ

પોતાના અથાગ પરિશ્રમના બદલામાં રાજમાન્ય, પ્રજામાન્ય થઇ મનવાંચ્છિત ફળ મેળવવા ભાગ્યશાળી થયા હતા. આ કાળ, તેમની પૂર્ણ યુવાવસ્થાનો, એટલે ખરૂં કહીએ તો ગદ્ધાપચીસીનો હતો; જે સમયમાં મનુષ્ય જે મહેચ્છાઓ તરફ પ્રવૃત્ત થાય છે તેને માટે જ મનનો સર્વ જુસ્સો, શરીરનું પરાક્રમ તેનામાં સ્ફુરાય છે. આ પ્રસંગે સંસ્કારાનુસાર તેનું રૂપ ઘડાય છે. આ કારમા કાળમાં કેટલાક સુખી આત્માઓ માત્ર સ્ત્રી વાસનામાં મગ્ન થઇ તેની મર્યાદા ઉલંઘન કરવા જેવું હિચરૂપ ધારણ કરે છે; ત્યારે કેટલાક સ્વદેશ પ્રત્યે પ્રેમ અને શૌર્યનો ઉદય થવાથી તેના જ રંગમાં રાચે છે, ત્યારે કેટલાક, રાજ્ય પ્રકરણી પ્રદેશમાં પોતાની બાહોશી બતાવવા મેદાન પડે છે, ત્યારે કેટલાક માત્ર ધન એકત્ર કરવાની ભુંડી ઘેલચ્છામાં પડી પશુવત્ શઠતામાંજ આ જન્મની તથા પરજન્મની સાફલ્યતા માને છે. તેના વિરૂદ્ધ કેટલાક માત્ર એકનિષ્ઠાથી વિદ્યાભક્તિ, ધર્મભક્તિ, દેશભક્તિ અને રાજ્યભક્તિમાં જ પોતાની જુવાનીના મદને સમાવી દે છે. મનુષ્યજીવનમાં આ સઘળો પ્રાકૃતિક (Natural) ફેરફાર તેની ૧૬ થી ૨૫ વર્ષ સુધીમાં જે રૂપ પકડવું હોય તે પકડી તેટલો વખત તેમાં મસ્ત બને છે. તે પછી ઉત્તરોત્તર તે જુદા જુદા જુસ્સાઓ નરમ પડી જાય છે. અન્તે સેંકડે નવ્વાણું ટકા સર્વકોઇ દુનિયાદારીના ચાલતા આવેલા વમલમાં પડી જાય છે, અને ગદ્ધા-પચ્ચીસીનો પોતાનો જુસ્સો માત્ર જુવાનીના ઉન્માદ ગણી કાઢે છે, અને તે માત્ર જુવાનીની ઘેલચ્છા સમજી તેને છાંયડે પણ જવા ઇચ્છતા નથી. માત્ર દ્રવ્યોપાર્જન કરવું.કુટુમ્બને પોષવું અને ન્યાતવરા કરી જ્ઞાતિમાં વાહવા કહેવરાવવી તેમાંજ આ જન્મની સાફલ્યતા સમજે છે, પણ સંસારમાં કોઇ એક મહાપુરૂષ પોતાના પૂર્વ જન્મના સબળ સુસંસ્કારના યોગે કિશોર અવસ્થામાં સંસ્કારી માતાપિતાના અને વિદ્યાર્થી અવસ્થામાં ધર્મિષ્ટ વિદ્યાગુરૂના હાથ તળે કેળવણી લઇ ચ્હાય તેવા ગદ્ધાપચીસીના કારમા કાળમાં પ્રવેશ કરે તોપણ શું? અને તે પછી ઠેઠ મરણ

પર્યન્ત પોતાની એકસરખી રહેણીકરણી રાખવાનું સર્વ માન રા. સા. ભોગીલાલને જ ઘટે છે. ૧૦ વર્ષ પહેલાની પોતાની વિદ્યાભક્તિ, દેશભક્તિ, ધર્મભક્તિ અને રાજ્યભક્તિ, આ પૂર્ણ યુવાવસ્થામાં અને ઠેઠ મરણ કાળની છેલ્લી ઘડી સુધીમાં લેશ પણ વધવા ઘટવા પામી ન્હોતી. પોતે ઘણી વખત જાહેરમાં ઉપદેશ કરતા, 'બુદ્ધિવર્ધક' અને 'બુદ્ધિપ્રકાશ' વિગેરેમાં લખાણ લખતા, પણ તે સઘળું શાંતિપ્રદ અને ગાંભિર્યથી પૂર્ણ હતું. પોકલીયા, ધાંધલીયા દેશ–ધર્મ સુધારકોની માફક પોતે ખોટો આડમ્બર કદી ઇચ્છતા નહી. બ્રિટિશ રાજ્યના અગણિત ગુણો ભૂલી જઇ માત્ર તેના થોડા છીદ્રોને લઇને રાજ્યને વગોવી પોતાને પ્રજાપ્રિય થઈ પડવાનો, તેમ હિન્દુઓના ઘણા જુના કાળથી ચાલતા આવેલા સાંસારિક પ્રબળ રૂઢી બંધનો તોડી પાડવામાં પોતે અગ્રેસર ગણાઇ રાજ્યમાન્ય થઇ મ્હોટા ખેતાબો મેળવવાની તેમ મ્હોટા અધિકારે પ્હોંચવાની લાલસા રા. સા. ભોગીલાલના જીવનકાલમાં જોવામાં આવતી નથી. તેમની નીતિ રાજ્યમાં, પ્રજામાં, સ્વજ્ઞાતિમાં સર્વોત્કૃષ્ટ ગણાઇ છે. ઉમરમાં તરૂણ હોવા છતાં તેના મદથી ઉન્મત બની કદી પણ કોઇને અળખામણા બન્યા નથી. એક નાના બાળક સાથે પણ સરળતાથી સહાસ્ય પ્રસન્ન વદને પ્રેમભર્યા સંભાષણથી વાર્તાલાપ કરતા, અને વૃધ્ધ પુરૂષોમાં પણ તેમની શાંત, ગંભીર, ડાહ્યી, વિવેકી અને મર્યાદાશીલ રહેણીકરણીથી પ્રીતિનું પાત્ર બન્યા હતા. આ સર્વ પોતાના જાતીય ઉચ્ચ ગુણોને લીધે આખા ગુજરાત પ્રાન્તમાં લોકો પોતાના બાળકોને શાળામાં મોકલવા લાગ્યા અને તે શાળાની ઘણા થોડાક જ કાળમાં ઘણી સારી આબાદી થઇ. તેથી પ્રસન્ન–સંતુષ્ટ થઇ બોર્ડ ઓફ એજ્યુકેશને તેમના પગારમાં રૂ. ૫૦ નો વધારો કરી તેમની કદર બુઝી.



# પ્રકરણ ૪ થું.

## સરકારી નોકરી (ચાલુ).

'Still further, loftier, let your soarings be.'

ગુજરાતમાં, તેમાં મુખ્યત્વે કરીને અમદાવાદમાં કેળવણીનું કલ્પ વૃક્ષ રોપાયું, તેનાં ફળ સકળ જનો મેળવતા થયા છે. જ્ઞાન સૂર્યોદયન થવાથી તેનાં તેજ રશ્મિઓ દક્ષિણમાં ગાયકવાડી રાજ્યના અધિ પ્રદેશમાં અને ઉત્તરમાં કાઠિયાવાડના અજ્ઞાન તિમિર દેશોમાં પ્રકાશ મારવા લાગ્યાં. કાઠિયાવાડમાં પ્રથમ રાજકોટમાં એક અંગ્રેજી શાળ ઉઘાડી ત્યાંથી જુદા જુદા સ્થળે શાળાઓ ઉઘાડવાનો નિર્ણ થયો. આ કામ માટે કેળવણી ખાતાએ રા. સા. ભોગીલાલને પસંદ કર્યા અને રૂ. ૧૫૦ ના રૂ. ૨૦૦ ના પગારથી રાજકોટ સ્કુલના હેડમાસ્તર અને જીલ્લા સ્કુલો જે નવી સ્થપાય તેના સુપ્રીન્ટેન્ડન્ટના ઓધ્ધાનો વહિવટ હસ્તગ કરવા હુકમ થયો. અમદાવાદની સમસ્ત પ્રજા નામદાર સરકારને આ હુકમ ફેરવવા પ્રાર્થના કરવા તૈયાર થઇ, અને પ્રજા ખરેખર નારાજ થઇ. શહેરના આગેવાનો ન્યાયમૂર્તિ નામદાર ફોરબસ સાહેબનાં બંગલે આ બાબતની સલાહ લેવા ભેગા થયા, અને દીર્ઘ બુદ્ધિ પ્રજાપ્રિ ફોરબસ સાહેબ વગેરેની સલાહ પ્રમાણે રા. સા. ભોગીલાલે આપણા શહેરમાં ટુંક સમયમાં રહી પ્રજાની જે સેવા બજાવી છે, બાલકોને વિદ્યામૃત પાઇ તેમના જન્મ સફળ કર્યા છે, અને રાવ સાહેબે ગુજરાતમાં વિદ્યાનું કલ્પવૃક્ષ રોપ્યું છે તે આપણી ભવિષ્યની પ્રજા માટે ઘણુંજ ઉપ કારી કામ કર્યું છે. માટે આપણે તેમને તેમણે કરેલા ઉપકારો મા એક જાહેર સભા બોલાવી આપણી હૃદયલાગણી જાહેર કરી, તેમ

થયું. જો કે સરકારી નોકરને જાહેર વા ખાનગી માનપત્ર સ્વીકારવાની મનાઈ છે, તથાપિ ધર્મ–ન્યાયમૂર્તિ નામદાર ફોરબ્સ સાહેબે અમદાવાદની સમસ્ત પ્રજાની ઇચ્છા તથા રા. સા. ભોગીલાલની રાજભક્તિ, પ્રમાણિકતા વગેરે ગુણોની પ્રશંસા કરી નામદાર મુંબઈ સરકારને અમદાવાદની પ્રજાની માગણી સ્વીકારવા પત્રવ્યવહાર ચાલુ કર્યો. અન્તે મુંબઇ સરકારે અતિ પ્રસન્નતાપૂર્વક આ માંગણી સ્વીકારી, તે બાબતનો પોતાનો સ્વીકાર પત્ર "બોર્ડ ઓફ એજ્યુકેશન" ઉપર રવાને કર્યો. આ હુકમના અન્વયે બોર્ડે રા. સા. ભોગીલાલને સૂચિત કર્યું કે "જો તમને અનુકૂળ હોય, તો અમદાવાદની પ્રજાનું માનપત્ર સ્વીકારવાને તથા તે વર્તમાનપત્રોમાં પ્રસિદ્ધ થવાને અમને કંઇ વાંધાભરેલું જણાતું નથી. તે માટે બોર્ડ સંતોષ જાહેર કરે છે; કારણ કે તે માનપત્ર માટે તમે પૂરેપૂરા યોગ્ય છો."

ઇ. સ. ૧૮૫૩ ના ઑગસ્ટ માસની ૧૪મી તારીખે અમદાવાદ શહેરની સમસ્ત પ્રજા આગેવાન શેઠ શાહુકારો, સરકારી અમલદારો વગેરેની સહીઓથી એક ઘણુંજ લંબાણ માનપત્ર ગુર્જર કવીશ્વર દલપતરામ ડાહ્યાભાઇ, સી. આઇ. ઇ; એ વાંચી સંભળાવ્યું, અને સભાના પ્રમુખે રા. સા. ભોગીલાલને આપ્યું; તેજ વખતે અંગ્રેજી શાળાના માસ્તરો તથા વિદ્યાર્થીઓ તરફનું એક માનપત્ર આપવામાં આવ્યું. જુદા જુદા વકતાઓએ પોતાના આંતરિક ઉભરા પ્રદર્શિત કર્યા, અને રાવ સાહેબના ગુણાનુવાદ ગાઇ પોતાની દીલસોજી જાહેર કરી. આ સર્વનો રા. સા. ભોગીલાલે ઘણાજ નમ્ર, બોધક શબ્દોમાં ઉત્તર આપ્યો.

આ પ્રમાણે અમદાવાદની પ્રજાના હૃદયમાં પોતાની મૂર્તિ ચિરસ્થાઈ કરી રાજકોટ પ્રયાણ કરી ત્યાંના સર્વ કામકાજનો વહીવટ હાથમાં લીધો. ત્યાં પણ પોતાની કાર્યદક્ષતાના તથા લોહચુમ્બકવત્ આકર્ષણીય ગુણોના પ્રભાવે સર્વેની પ્રીતિ સંપાદન કરી ઘણાજ થોડા સમયમાં કેળવણીનો ઘણો સારો ફેલાવો કર્યો; અને તેમના હંમેશના

ઉદ્યોગી સ્વભાવને લીધે જીલ્લાઓમાં પણ દિવસે દિવસે નવી નવી શાળાઓ ઉઘડવા માંડી. પોતે પોતાના કામમાં એવા તો ન્યાયનિપુણ, સ્વદેશાનુરાગી અને પરોપકારી જણાયા કે, જ્યારે જ્યારે પોતે જીલ્લાઓમાં નવી શાળાઓ સ્થાપવા, વા સ્થપાએલી શાળાઓની મુલાકાત લેવા તથા પરીક્ષા લેવા જતા, ત્યારે તે તે સ્થળોમાં ચંચળ બુદ્ધિના ચપલ યુવકો જેઓ માત્ર અવિદ્યાએ કરીને કુચ્છંદમાં પડી અવળે માર્ગે ચઢી પોતાનો નિર્વાહ ભિક્ષાવૃત્તિ, કીમીઓ, દેશી ઉંટવૈદું, આદિ ઢોંગ ધતિંગ કરી પોતાની બુધ્ધિનો સ્વાર્થાન્ધ થઇ ગેરઉપયોગ કરી દેશની અજ્ઞાન પ્રજાને ખુવાર કરવામાં મચ્યા રહેતા હતા, વા કેટલાક યુવકો આલસ્યરૂપી ઘોર નિદ્રામાં પડી પોતાની ખરાબી કરતા હતા તેવા બ્રાહ્મણ, વાણીયા વિગેરેના રખડતા, ભટકતા જુવાનોને પ્રેમેથી સદા પોતાની પાસે રાખી પોતાની સોબતની અસર તેમને કરી, વિદ્યાદાન દઇ શાળાઓમાં યોગ્યતા પ્રમાણે મહેતાજીની જગા આપી તેમનું કલ્યાણ કરતા. કાઠિયાવાડમાં હજુ પણ કેટલાક વૃદ્ધ મહેતાજીઓ આ વાતને ઘણીજ અસરકારક રીતે વર્ણવી શકે છે. પોતે બહોળી ઓળખાણ તથા બહોળા કુટુંબમાંના તથા જ્ઞાતિમાંના કોઇ અનાધિકારીને અધિકાર આપી કોઇને અન્યાય આપ્યો નથી.

જો કે અત્યારસુધીમાં, મુંબઇ ઇલાકામાં ગુજરાતી તથા અંગ્રેજી કેળવણીનો ઘણો સારો ફેલાવો થઇ ગયો હતો, તથાપિ વિદ્યાર્થીઓને પોતાના જ દેશનું વ્યવહારોપયોગી જ્ઞાન ઘણું થોડું મળતું; વિદેશી વાંચનમાળાને આધારે તૈયાર કરેલી વાંચનમાળા જો કે નીતિ તથા જ્ઞાનથી ભરપુર હતી તથાપિ તે વિદેશી; વિધર્મી લોકોને વિશેષ અનુકૂળ પડતી હોવાથી દેશી વિદ્યાર્થીઓને તેમાં ઉલટ વધતી જણાતી નહી. માટે દેશીઓના રીતરીવાજ, રહેણીકરણીને બંધબેસ્તુ શિક્ષણ મળે તેવી વાંચનમાળા તૈયાર કરવા ઇ. સ. ૧૮૫૮ માં સર ટી. સી. હોપ સાહેબે વિચાર કર્યો. આ કામ માટે જે કમિટી નિમાઇ તેના પ્રમુખ તરીકે આપણા માનવંતા રા. સા. ભોગીલાલભાઇને જ પસંદ કરવામાં

આવ્યા હતા; અને રાવ. સાહેબ મહીપતરામ રૂપરામ નીલકંઠ સી. આઇ. ઇ, કવીશ્વર દલપતરામ ડાહ્યાભાઇ, સી. આઇ. ઇ; રાવ સાહેબ મોહનલાલ રણછોડલાલ ઝવેરી, રાવસાહેબ પ્રાણલાલ મથુરદાસ અને રાવ સાહેબ મયારામ શંભુનાથને મદદનીશ ઠરાવ્યા હતા. આ કામ માટે યૂરોપ વિગેરે દેશોમાંની પ્રખ્યાત શાળાઓમાં ચાલતી વાંચનમાળાઓ એકઠી કરવામાં આવી હતી, તે સર્વેમાંથી "શીકવળ" નામે ઇંગ્રેજી વાંચનમાળા વધારે યોગ્ય લાગી, તે આધારે આપણી વાંચનમાળા તૈયાર કરવામાં આવી. જુદા જુદા સભાસદોને જુદા જુદા વિષયો તે આધારે તૈયાર કરી લાવવાનું સોંપવામાં આવ્યું હતું, અને કમિટીમાં રજુ કરવામાં આવતું હતું; તે ઉપરાંત રાવબહાદુર ભોગીલાલભાઇએ દેશી હીસાબ ભાગ ૧ લો તથા બીજો, રચ્યો હતો, અને વ્યાકરણ બેખાવજીમાં પણ તેમનો સારો હાથ હતો. આ એમના સતત ઉદ્યોગને તથા પોતાનું કર્ત્તવ્ય પૂર્ણ નિષ્ટાથી કરતા રહેવાને લીધે નામદાર મુંબઇ સરકારનો એમના ઉપર સંપૂર્ણ ભરૂસો દિવસે દિવસે બેસતો ગયો તેથી કાઠીયાવાડ સબ ડીવીઝનમાં વીઝીટર તથા જોખમભરેલો ડેપ્યુટી ઇન્સ્પેકટરનો માનવંતો ઓહ્દો રૂા. ૨૫૦) ના માસિકથી તે મેળવવા ભાગ્યશાળી થયા. આ માનવંતા અધિકાર લીધાને એક માસ તો થયો નથી તેટલામાં અમદાવાદ જીલ્લાના મહેરબાન કલેકટર મી. એ. રોજર્સ સાહેબે ડીસેમ્બર માસથી અમદાવાદમાં ઇન્કમટેક્ષ ખાતામાં રૂ. ૩૫૦) ના પગારથી તેમને એસેસર નિમ્યા. તરતજ જાન્યુઆરી માસમાં તાલુકદારી સેટલમેન્ટ ઓફીસર તરીકે નિમાયા. આ કામ પોતે એવી તો સદ્બુદ્ધિથી અને ધાર્મિકપણાથી કર્યું કે ગરીબ બીચારી પ્રજાને અન્યાય તજી કચરાવવાની જરા પણ ફરીઆદ ન્હોતી. આવા નેક સખી દીલના અમલદારથી પ્રજા ઘણીજ સંતોષ પામી હતી, અને સદૈવ નામદાર મહારાણીના રામ રાજ્યને તથા આવા ઉમરાવ દીલના અમલદારને દીર્ઘાયુષ્ય ઇચ્છતા. પ્રજામાં રાજ્યને માટે ઉંચો મત બંધાવવો અને અજ્ઞાન પ્રજાને રાજભક્ત

બનાવવી યા તો પ્રજામાં રાજ્ય માટે બેદીલી ઉશ્કેરવી તે માત્ર અમલદારના ગુણ ઉપર આધાર રાખે છે. રાવ બહાદુર ભોગીલાલભાઇએ ઇન્કમટેક્ષ તથા તાલુકદારી વ્યવસ્થા જેવા મહા જોખમ ભરેલા પ્રસંગ વખતે, કે જ્યારે અમલદારની રહેજ પણ ભૂલને માટે રાજ્યને ઘણું સોશવું પડે છે,—અજ્ઞાન પ્રજા ઉશ્કેરાઇ જાય છે, તોફાન ઉપર ચઢી રાજ્ય ઉપર અવિશ્વાસની નજરથી જુએ છે, તો તે પ્રસંગ અમદાવાદમાં આવવા પામ્યો નથી તે માત્ર રાવ બહાદુર ભોગીલાલભાઇની કાર્યદક્ષતાનુંજ પરિણામ હતું.

ઇ. સ. ૧૮૯૩ ના ડીસેમ્બર માસમાં પોતે સરકારી નોકરી ઉપરથી હાથ ઉઠાવી સેન્ટ્રલ બેન્ક ઓફ વેસ્ટર્ન ઇન્ડીયાની અત્રેની એટલે અમદાવાદની પેઢીના એજન્ટ તરીકે રૂ. ૫૦૦) ના માસિક પગારથી જોડાયા. પણ અન્તે ૧૮૯૬ માં મુંબઇના મહા ઝેરી શેર સટ્ટામાં જેમાં દેશીઓની પાયમાલી થઈ ગઇ, તે તોફાનમાં સદરહુ બેન્કે દેવાળું કાઢયું, અને તે પણ તેના સપાટામાં આવેલા તેથી ભારે ધન હાનિમાં ઉતર્યા. બેન્ક તુટવાથી લોકોનું નાણું ડુબ્યું; આથી પોતે ઘણી ગ્લાની પામ્યા. આ ઘા તેમને ઘણો જ સખ્ત લાગ્યો.



## પ્રકરણ ૫ મું.

——:o:——

### રાજનીતિજ્ઞ પુરૂષ.

—:o:—

"None knew him but to love him,
None named him but to praise."

પ્રતાપી બ્રીટીશ સત્તાધિકારીઓના સતત ઉદ્યોગથી મુંબઇ ઇલાકાની બ્રીટીશ પ્રજાને તો હવે ધીરે ધીરે પોતાની સ્થિતિ સુધારવાના સાધનો મળી ચૂક્યા હતા. પ્રજા હવે શાંતિપૂર્વક બ્રીટીશ રાજ્ય તરફથી મળતી બક્ષીસો ઉપકારની સાથે સ્વીકારી અતિ ઉમંગથી તેનો ઉપભોગ કરવામાં જ પોતાનું અને દેશનું હિત સમાયેલું છે એમ સારી પેઠે સમજવા લાગી છે. અંગ્રેજી રાજ્યમાં સર્વત્ર કેળવણીનો પ્રચાર થવાથી લોકો હવે સભાઓ વિગેરે ભરી તેમાં સ્વતંત્રપણેથી પોતાના ધાર્મિક, સાંસારિક અને રાજકીય સ્થિતિ વિષેનું આંદોલન કરી, તેમાં જણાતી ખામીઓ દૂર કરવા નીતિ, રીતિ અને શાંતિનો વિચાર કરી યોગ્ય પગલાં ભરવા આગળ પડતો ભાગ લે છે. પચ્ચીસ વર્ષ પૂર્વેની આ પ્રજા આજ કંઇ નવીનજ રંગમાં રાચતી જણાય છે, ત્યારે પડોશના દેશી રાજ્યના પ્રજાની રાજ્ય સ્થિતિ તથા સમાજ સ્થિતિ ઉપર ઘોર અંધાધુંધી તથા અંધકારનો ધાડો પડદો પડેલો હતો.

અંગ્રેજો પોતાની સર્વોપરી સત્તા દેશમાં વધારે ને વધારે સજ્જડ બેસાડવા માટે અનેક સાધનો વાપરતા હતા. સંયોગને અનુસરી તે કામ સાધી લેવાને તેઓ તત્પર રહેતા. આથી દેશી રાજાઓને પોતાની સ્થિતિ સાચવી રાખવાને સર્વ આલસ્ય તજી સચેત થવું પડયું હતું. તેમના રાજ્યોમાં સુધારણા કરવા સખ્ત તાકીદ થતી હોવાથી કેળવાયેલું તથા અંગ્રેજોની પ્રીતિપાત્ર પ્રધાન મંડળ રાખવાની ખાસ

જરૂર પડી, અને તે શોધી કહાડવા પ્રયત્ન ચાલુ હતો, તે અરસામાં પાલીતાણાના કૈલાસવાસી ઠાકોર સાહેબને પણ પોતાના રાજ્યમાં એક કાર્યદક્ષ રાજનીતિજ્ઞ મુખ્ય કારભારીની જરૂર હોવાથી અને તે શોધી કહાડવા મુંબઇ ખાતાના પોતાના પોલીટીકલ સેક્રેટરીને સૂચના કરેલી હોવાથી તે માન્યવરે રા. બા. ભોગીલાલભાઇ માટે ભલામણ કરી. આ આધારે ઇ. સ. ૧૮૬૭ ના જાન્યુઆરી માસની ૧૦ મી તારીખે પાલીતાણાના મુખ્ય કારભારીના ઓદ્ધા ઉપર રૂ. ૫૦૦) ના માસિક પગારથી નિમણુંક થઇ. ત્યાં તેમની એક નિષ્ટાથી અને રાજ્યમાં જે જે સુધારણા થવાની અભિલાષાથી તેમને પસંદ કરવામાં આવ્યા હતા તે ધારણા પૂર્ણરૂપે પાર પડેલી હોવાથી તે રાજ્ય સુખ્યાતિને પામ્યું. રાવ બહાદુર ભોગીલાલભાઇની રાજ્યકારભારમાં પ્રવિણતાથી આકર્ષાઇ ભૂજ ના કૈલાસવાસી શ્રીમાન રાવશ્રીએ ભોગીલાલભાઇને પોતાના રાજ્યના નાયબ દીવાન પદ સ્વીકારવાને કહેણુ મોકલાવ્યાથી, અને ત્યાંના દીવાન બહાદુર મણીભાઇ સાહેબને આ માટે અત્યાગ્રહ હોવાથી, આ ચાલતી નોકરી છોડી સન ૧૮૬૯ ના ફેબ્રુઆરી માસમાં કચ્છના નાયબ દીવાનનો માનવંતો અધિકાર સ્વીકાર્યો. ત્યાં તેવીજ કાર્યદક્ષતાથી બે વર્ષ સુધી રાજા પ્રજા સર્વેની પ્રીતિ સંપાદન કરી કારભાર ચલાવ્યો. દુર્દૈવે કરીને તેટલામાં એમના પુત્રનું આશરે ૩૦ વર્ષની ઉમરે યુવાવસ્થામાં માત્ર થોડાકજ કાળની માંદગીથી મરણ થયું. મોતીલાલના મરણ પૂર્વે એમના દિવસ સુખમાં ગયા. પુત્રના વિયોગ શોકથી વ્યાકુળ બની હવે સંસારની ભ્રમણાથી મન ઉદાસિન બન્યું. હવે પોતાને સંસાર મિથ્યા ભાસવા લાગ્યો, વધારે ધન સંપત્તિ મેળવવાની આશા તૃષ્ણા રહી નહિ, અને હવે બાકી રહેલો વખત માત્ર ઇશ્વર સ્મરણ તથા આ જન્મની સાફલ્યતાના સાધનો શોધવામાંજ ગાળવા નિશ્ચયાત્મક થઇ કચ્છની નોકરીનું રાજીનામું આપી સ્વદેશમાં આવ્યા. સ્વર્ગસ્થ પુત્રને કંઇ સંતાન ન હોવાથી અને

પાછળ બાળવિધવા મુકવાથી રા. બા. ભોગીલાલભાઇના દુઃખમાં વધારો થવા લાગ્યો. પ્રથમ સ્ત્રી જમનાબાઇનું મરણ અને ત્યાર પછી વ્હાલા પુત્રનું મૃત્યુ થવાથી એમનું સાધુ મન વધારે શોકાતુર થવા માંડ્યું; તેમાં નિવૃત્તિના સંયોગે કરીને વધારે પ્રજ્વલવા લાગ્યું, આથી તેમની શારીરિક તથા માનસિક પ્રકૃતિ લથડતી ચાલી. આ મહા વ્યથાનો ઉપાય માત્ર શોકનો ત્યાગ જ હોવાથી પોતે અમદાવાદમાં જ વા નજદીકમાં કંઇ ઉદ્યોગ શોધી કહાડવા મનસુબો કર્યો. તેમની આ ઇચ્છા એક મિત્ર દ્વારા વડોદરા રાજ્યના મહેરબાન રેસીડેન્ટ–જેઓ રા. બા. ભોગીલાલના મિત્ર તથા પ્રસંશક હતા, તેમણે સરકારને ભલામણ કરી. તે રાજ્યમાં કેળવણીનું અત્યાર સુધીમાં નામ નિશાન પણ ન્હોતું. આ વિસ્તૃત દેશી રાજ્યની પ્રજા સ્થિતિ ઘણી જ માઠી હતી, તે સુધારવા, કેળવણીનું કલ્પવૃક્ષ રોપવા મે. રેસીડેન્ટ સાહેબે ઇ. સ. ૧૮૭૧ ના માર્ચ માસમાં રા. બા. ભોગીલાલભાઇને રૂ. ૫૦૦) ના માસિક પગારથી વડોદરા રાજ્યની કેળવણી ખાતાનું નવું ખાતું કાઢી તેના ઉપરી–સુપ્રીન્ટેન્ડન્ટ તરીકે તેમની નિમણુંક કરી.



## પ્રકરણ ૫ મું.

### વડોદરા રાજ્યનું કેળવણી ખાતું.

" Moving up from high to high,
Becomes, on fortune's crowning slope.
The pillar of a people's hope,
The centre of a world's desire."

દેશી રાજ્યોમાં, ત્યાંની હઠીલી અને અજ્ઞાન પ્રજામાં સુધરેલી ઢબ પ્રમાણે કેળવણીનો પ્રચાર કરવો તે કેટલું મુસ્કેલ અને જોખમ ભરેલું છે, અને તેનો પ્રચાર કરનાર મૂળ પુરૂષના રસ્તામાં તે વખતે કેટલી અને કેવી મુશીબતો આવી હશે, તેનું વર્ણન અનુભવ થયા વગર કરવું અસંભવિત લાગે. તે કાળના વડેમી લોકો પોતાના બાળકોને અંગ્રેજી કેળવણી આપવા માટે ઘણો આંચકો ખાતા, અને ઘણી જુદીજુદી જાતની આશંકાઓ કરી તેના મૂળને ઉચ્છેદ કરવા કોઇ પણ યુક્તિ બાકી રહેવા દેતા નહિ. તેજ પ્રમાણે વડોદરા રાજ્યની અંધકારપ્રિય અજ્ઞાન પ્રજાએ કેળવણી વિરૂદ્ધ જબરો કોલાહલ મચાવી મૂક્યો. કાચા કાનના મલ્હારરાવ ગાયકવાડે પણ પ્રથમ તો રા. બા. ભોગીલાલની નિમણુંક માટે સખ્ત વાંધો લીધો, અને તેમને ખરાબ કરી રાજ્યમાંથી હાંકી કાઢવા નિશ્ચય કર્યો. પણ તેમના સુયોગ્ય વિદ્વાન દીવાન બહાદુર દાદાભાઇ નવરોજી જેઓ રા. બા. ભોગીલાલભાઇના સહાધ્યાયી અને પરમ મિત્ર હોવાથી મહારાજા સાહેબનો આ નિશ્ચય ફેરવી, તેમને વિષે ઉલટો ઘણો ઉંચો અભિપ્રાય બંધાવ્યો. મહારાજા સાહેબને પ્રસન્ન રાખવા તે વખતે તો માત્ર મરાઠી સ્કુલો તે પણ નામનીજ સ્થાપવામાં આવી અને જ્યાંસુધી મલ્હારરાવ સરકાર ગાદીપતિ હતા ત્યાંસુધી તો વડોદરા રાજ્યમાં કેળવણીનો પ્રચાર થઈ

શક્યો નહિ. પણ જ્યારે તેમને મે. રેસીડેન્ટ સાહેબને ઝેર દેવાના આરોપી તરીકે કેદ કરી મદ્રાસ લઇ જવામાં આવ્યા, અને તે આરોપ તેમના ઉપર સાબીત થવાથી પદભ્રષ્ટ બનાવી તેમનાજ વંશજોમાંથી કોઇ સુયોગ્ય ગાદીપતિને શોધી લાવી રાજ્ય સોંપવાનું બ્રીટીશ સરકારે જાહેર કર્યું; અને ભાગ્યદેવીએ તે કળશ હાલના આપણા મહારાજાધિરાજ સયાજીરાવ ગાયકવાડ સરકાર ઉપર ઢોળ્યો, ત્યારથી વડોદરા રાજ્યના તેજોમય સૂર્યનો પ્રકાશ થયો. રાજ્યમાં ગુજરાતી, અંગ્રેજી, મરાઠી અને ઉર્દુ કેળવણીનો અતિત્વરાથી પ્રચાર થવા લાગ્યો. એ તો ખરૂંજ છે કે સારા અને લોકપ્રિય પ્રમાણિક અમલદારની યશસ્વી કારકીર્દીથી પ્રજામાં સુખ, શાન્તિ અને સદોત્સાહ વધતા જાય છે; એટલું જ નહિ પણ તેમની કદર પીછાનવાનો સુવિચાર પણ તેમના કોમળ હૃદયમાં પ્રકટે છે. આમ થવાથી તે જ દેશી માબાપો આજે હોંશે હોંશે પોતાના બાળકોને શાળામાં મોકલવા લાગ્યા; અને આ સુબુદ્ધિ પ્રજાનાં અંતઃકરણમાં અતિ વેગથી વધતી ચાલી, તેમ કેળવણીની વેલ રાજ્યના ક્ષેત્રમાં પ્રસરાતી ચાલી.

અંગ્રેજી નિશાળોમાં પ્રિન્સિપાલનું કામ કરવાની સાથે, બીજી અંગ્રેજી, ગુજરાતી, મરાઠી, ઉર્દુ, સંસ્કૃત અને બાળકીઓને માટે કન્યાશાળાઓ વિગેરે સ્થાપવા, તેનો યોગ્ય બંદોબસ્ત રાખવા તથા તેને ઉન્નતાવસ્થાને પહોંચાડવાને ઉપાયો યોજવા અને તેને પૂર્ણતાને પહોંચાડવા અથાગ પરિશ્રમ કરવા માંડ્યો. આજે વડોદરા રાજ્યની કેળવણી ઉંચે દરજ્જે ચઢી દીપી નીકળી છે તે માત્ર તેમના તે સમયના અથાગ પરિશ્રમ, ખંત અને સદ્‌ભાવનાનું કારણ છે. જો પોતે પોતાના જ લાગતાવળગતા અનધિકાર માણસોને કેળવણીખાતામાં ભરતી કરી હોત, અને તે સમયના ગાયકવાડી રાજ્યના બીજા ખાતાના અંધેરની માફક પોતે સ્વાર્થપરાયણ બની અંધાધુંધી ચલાવી હોત, અને તે સમયનો લાભ લઇ પોતે પોતાનું બ્હેતર થવાની લાલસા રાખી હોત તો અવશ્ય પોતે તો પોતાની સાત પેઢી

રાજવૈભવથી ચલાવી શકે તેટલું સાધન એકઠું કરત. પણ આ પ્રકારે ધનવાન, અધિકારી બનેલા, લોભી, વિશ્વાસઘાતક પાપી પ્રાણી કેવા ભયંકર મૃત્યુથી રીબાઇ રીબાઇને મરણ પામે છે, અને અન્તે તેની તથા તે તે પાપ કર્મથી સંગ્રહ કરેલા દ્રવ્યની, તેના ભોગવનારાઓ વિગેરેની શી દુર્ગતિ થાય છે તે આપણા વિજ્ઞ પુરૂષથી લવલેશ પણ અજ્ઞાન નહોતું. તે સદ્બુદ્ધિના પ્રતાપેજ તેમની યશરેખા સંપૂર્ણ હતી; અને તેમના શ્રી હસ્તે સ્થપાએલા દરેક કાર્યો તેમની ઉજ્વલંત કીર્તિચંદ્રમાં વધારો કરે છે. પોતાના ધણીની સેવા એક નિષ્ઠાથી અને પ્રભુ પ્રિત્યર્થે કરતા. બીજી રાજ્ય ખટપટો કે ધાલમેલ તેમને મુદ્દલે પસંદ નહોતી, તેમ કોઇ કરતો તો તેથી પોતે ચીડાઇ જતા. ગુણજ્ઞ મહાપરીક્ષક ચતુર બુદ્ધિના નામદાર મહારાજા સયાજીરાવ ગાયકવાડ સરકાર આ વૃદ્ધ, જ્ઞાની, પૂર્ણ અનુભવી અને પ્રમાણિક વિદ્યાધિકારીના પ્રશંસનીય ગુણોથી, આકર્ષાઇ કેળવણીખાતાનો સ્વતંત્ર અખ્યતાર તેમને સોંપી, તે ખાતાના સર્વથી મ્હોટા ડાયરેક્ટર ઓફ એજ્યુકેશનના માનવંતા ઓદ્ધા ઉપર સ્થાપિત કર્યા. રા. બા. ભોગીલાલભાઇએ પણ રાત્રિ દિવસ અવિશ્રાન્ત ઉદ્યોગ કરી વડોદરા રાજ્યનું કેળવણીખાતું "નમુનારૂપ" બનાવવા પોતાનો સઘળો અનુભવ, જ્ઞાન, શક્તિને અત્રેજ સ્થાન આપ્યું. તેમાં શ્રીમંત ગાયકવાડ સરકારના રાજ્યકોષરૂપી વારીનું સિંચન થવાથી તેના સહસ્ત્ર ગણા અમૃતફળ આજ તે રાજ્યની ભાગ્યશાળી પ્રજા મેળવી આનંદ પ્રમોદથી પ્રફુલ્લ થાય છે; અને નિરંતર તે બી રોપનાર, તેને ઉછેરી રક્ષણ કરનાર તથા દ્રવ્યરૂપી વારીથી તેનું સિંચન કરનાર મહારાજા સાહેબને કોટાનકોટી આશીર્વાદ આપે છે.

રા. બા. ભોગીલાલભાઇ પોતાના તાબાના નોકરો તથા વિદ્યાર્થીઓ ઉપર સદા પિતૃભાવથીજ વર્તતા. નોકરો ઉપર ક્રુર થવાની, ત્રાસ વર્તાવવાની, પક્ષપાત કરવાની, પોતાના અધિકારના મદથી ઉન્મત્ત બની રંજાડવાની તથા દમ બીડાવવાની અતિ નિંદનીય નીતિ

કદી ધારણ કરતા નહિ. તેમનું પવિત્ર, પિતૃ સ્નેહાળ હૃદય માત્ર દેખાડવાનો ધાક તથા લાંડથી, અતિ નમ્રતા, ધૈર્યતા અને સમજાવી પટાવી કામ લેવાની જ નીતિ પસંદ કરતા. વિદ્યાર્થીવર્ગ પ્રત્યે પણ તેમનો અવિચ્છિન્ન વાત્સલ્ય પ્રેમ અનુકરણીય અને અભિવંદનીય હતો. કેટલાક અધિકારીઓ, શિક્ષકોનાં હૃદય તો દયાર્દ્ર હોય છે પણ તાબાના માણસો તથા વિદ્યાર્થીવર્ગને અંકુશમાં રાખવા રોફ દેખાડે છે, અને પોતાનો ધાક તેમના ઉપર બેસાડે છે. આનું પરિણામ ખરૂં જોતાં વિરૂદ્ધજ આવે છે. જો અધિકારી તેમાં મુખ્યત્વે કરીને શિક્ષક વર્ગ જેમને સેંકડો કોમળ હૃદયનાં ઉછરતાં બાળકોનાં મન કેળવવાનાં છે, તે વર્ગ જો આ કઠોર નીતિ ધારણ કરે તો કદિ પણ તેનું શ્રેયસ્કર પરિણામ આવવાનો સંભવ નથી. રા. બા. ભોગીલાલભાઇની અનુભવસિદ્ધ અને સંસ્કારી નીતિ તો એજ હતી કે, જો નોકરને વા વિદ્યાર્થીને તેના નાના વા મોટા અપરાધ બદલ આપણી ખફગીનો સઘળો તોર તેના ઉપર ઉતારી શારીરિક શિક્ષા વા દ્રવ્યની શિક્ષા કરીએ તો તે બિચારો નાઉમેદ થઈ આપણું મન પ્રસન્ન નહિ જુએ ત્યાંસુધી નાઉમેદ રહેશે અને મન મેલીને પોતાનું કામ નહિ કરે અને આમ વારંવાર થવાથી તે માણસ નફ્ટ, અને નઘરોળ બની જશે. આથી જે કામમાં તેની મદદ માટે આપણે રાખ્યો હશે તે કામ સારૂં નહિ જ થાય. તો પછી તેમાં આપણે જશની આશા રાખી જ શી રીતે શકીએ. પરિણામમાં ઉલટો અપયશ, સર્વેની પ્રીતિના અપાત્ર બની પોંચા કરડી બેસી રહેવું પડે. તાબાના માણસો, ચ્હાય તે બાળક હોય, યુવાન હોય યા વૃદ્ધ હોય, તેમના અપરાધના પ્રમાણમાં ઘટતા બે બોલમાં તેને ઠપકો આપી તેની ખરાબ વર્તણુક પોતાને હાથે સુધારે, અને પૂર્વે થઇ ગયેલા અપરાધ માટે પશ્ચાતાપ કરે તેવી લાગણી પેદા કરવા બોધ કરવો. ભૃત્ય વર્ગ શેઠના પ્રેમોત્સાહ ભરેલા ઉપદેશમિશ્ર ઠપકાથી ઘણા વહેલા સુધરી શકે છે. બાળ વિદ્યાર્થીઓને શારીરિક શિક્ષાને પોતે જંગલી, ક્રુર, ઘાતકી અને

મહેતાજીઓના દુષ્ટ રાક્ષસી સ્વભાવનું કારણ સમજતા તેથી તેમના તાબાનો કોઈ શિક્ષક આ રિવાજ રાખવા પામતો નહિં. નહિતર તે તેમની ક્રોધાગ્નિનો ભોગ થઇ પડતો. આ તેમનો ભૃત્ય વર્ગ, તથા વિદ્યાર્થીવર્ગ પ્રત્યેનો વાત્સલ્ય પ્રેમ અભિવંદનીય અને અનુકરણીય છે. આ પ્રમાણેના અનેક મહદ્ ગુણોનો પરિચય આપતા રહી તેઓએ ગાયકવાડી રાજ્યમાં પોતાના માનવંતા અને જોખમભરેલા હોદ્દાનું કામ, રાજા અને પ્રજાના પૂર્ણ સંતોષાનંદની સાથે કર્યું. આબાળવૃદ્ધ, રાય અને રંક, રાજા અને પ્રજા, સર્વ કોઇ તેમના પુજ્યતમ ગુણાનુવાદ કથન કરવા લાગ્યા. તેમના સ્તુત્ય કામોની કસોટી મહા-વિચક્ષણ નૃપતિ સયાજીરાવ ગાયકવાડ સરકારના ગુણજ્ઞ હૃદયમાં સારી પેઠે ઉતરી હતી, અને તેમના ઉપર અથાગ પ્રીતિ રાખતા અને પોતાના એક જુના, વિશ્વાસુ પરમ સહાયક નોકરોમાંના એકમાં ગણના કરતા. તેનો સાક્ષાત પૂરાવો તો એજ છે કે જ્યારે રા. બા. ભોગીલાલભાઇ પેન્શન લઇ સ્વદેશમાં રહી ઇશ્વર સ્મરણ તથા પોતાના પોષક ગાયકવાડ સરકાર માટે નિત્ય ઇશ્વર પ્રતિ પ્રાર્થના કરતા દિવસ નિર્ગમન કરતા હતા, તેવામાં પ્રથમવાર જ નામદાર સયાજીરાવ સરકાર અમદાવાદમાં પધાર્યા હતા ત્યારે પોતાના જે ત્રણ જુના વૃદ્ધ રાજ્યભક્તો હતા તેમને ઘેર ઘણા ઠાઠમાઠથી પધારી કૃતાર્થ કર્યા હતા, તેમાં રા. બા. ભોગીલાલભાઇ પણ હતા. તે પ્રસંગે મહારાજા સાહેબે પોતાના વૃદ્ધ અધિકારી સાથે ઘણાજ આનંદપૂર્વક કેટલોક વખત સુધી વાર્તાલાપ કરી, તે વૃદ્ધના ક્ષેમકુશળતા, આદિના વર્તમાન પુછી સર્વ વાતે આનંદ પ્રમોદ જાણી ઘણા રીઝયા હતા.

રા. બા. ભોગીલાલભાઇને હવે પોતાની વૃદ્ધાવસ્થાને લીધે બાકીનો વખત માત્ર ઇશ્વર સ્મરણમાં જ ગાળવાનો નિશ્ચય થવાથી પોતાના હોદ્દાનું રાજીનામું આપી સ્વદેશમાં આવ્યા. જો કે વડોદરા રાજ્યમાં કોઇપણ નોકરને પેન્શન આપવાનો રીવાજ નથી તેમ છતાં નામદાર સયાજીરાવ સરકારે, તેમની નોકરીની બુઝ ગણી રૂ. ૧૫૦) નું પેન્શન

બાંધી આપ્યું, તેમના સિધાવ્યા પહેલાં શહેરમાં ઘણે ઠેકાણેથી પાન સોપારી વીગેરેની મીજલસો તેમના માનાર્થે ભરવામાં આવી હતી. તેમના સિધાવવાથી સર્વત્ર ગમગીની પ્રસરી ગઈ, તેવા અફસોસસૂચક ઘણા પત્રો તેમને મળ્યા હતા. તે પ્રસંગે મહેતાજીઓએ એક મીજલસ કરી હતી તેમાં આ નીચેની કવિતા, નમુના વાસ્તે અત્રે ટાંકીએ છીએ.

## ઇશ્વર સ્તુતિ.

### લલિત વૃત્ત.

"વિશ્વનાથજી રે દયાધના, શુભ વાંચ્છના સર્વ થઇ ફના;
પાલનાર તો મૂકી જાય છે, બાલ તેહનાં મન મૂઝાય છે. ૧
"ભોગી" એ ભલા "ભોગીલાલ" છે, શાંત મન ને દિલ ઉદાર છે;
રાખી ટેક ને નેકથી સદા, કામ એ કરે લોક સુખદા. ૨
મન સદા ભર્યું ભક્તિએ નકી, શારદા તણી સેવના થકી;
નીતિ રીતિનું પૂર્ણ પાત્ર રે, હાથથી જતાં શું થશે હરે. ૩
પછીએ હવે કોણ આવશે, કોણ આવીને દુઃખ કાપશે;
કોણ રાંકની દાદ સુણશે, કોણ આ સમે ધીર આપશે. ૪
કોણ તન ને મનથી ખરે, અજ્ઞ જનના તિમિરને હરે,
રંક હસ્તકે રત્ન સાંપડ્યું, શું ટકે હરી ભાગ્ય એ નડયું. ૫
ગાયકવાડના રાજ્યમાં રૂડો, કોહીનુર તે ભોગી એ વડો;
પ્રજા જનમાં તે પ્રકાશથી, ચક્ષુ જ્ઞાનના ઉઘડ્યાં નકી. ૬
સર્વ એ બધું માન જેહને, યત્નથી કર્યું કામ જેહને;
વાત સાંભળી છે જવા તણી, ત્યારથી વિભો દિલગીરી ઘણી. ૭
નોકરો બધા શોક સિન્ધુમાં, ડૂબતા કરે કયાસ મનમાં;
અનુભવી ખરો કોણ આવશે, કોણ આવીને સ્નેહ થાપશે. ૮
વિદ્યક્ષેત્રનો ભૂપ સદ્‌ગુણી, શીવાજી ખરો ન્યાયનો મણી;
મુજ જાણીને લાભ આપશે, વૃદ્ધ ગૃહસ્થની આશા પુરશે. ૯
અધિકારીએ રાજ્યનિષ્ટ છે, પરમ પુણ્યનું પાત્ર એજ છે;

સર્વ રાજ્યમાં લાયકી ઘણી, ગુણ તેહના શું કહું ગણી. ૧૦
લેખું લેખણે લેખી શું શકું, અલ્પ બુદ્ધિ હું પ્રેમથી બકું;
આપ વાલિડા પર્મ સદ્ગતી, જીંદગી બધી સુખમાં જતી. ૧૧
નોકરો બધા એજ માંગીએ, તેજ પઢીએ "દાસ" ઇચ્છીએ;
"હરગોવિંદ" સૌ હરકતો હરે, શહને જતાં દીઠું ના પડે. ૧૨

× × ×

× × ×

## વસંત તિલકા.

ઉપકારી જન ઉપકાર કરી સીધાવ્યો,
અપકારીના અવગુણો નજરે ન લાવો;
વાત્સલ્યતાથી વિનવું ઉર ટેક ધારી,
સર્વે સ્વિકારી મુજને કર નિર્વિકારી ૧

હું દોષવાન ઉપકાર તળે દબાયો,
પ્રત્યુપકાર મુજથી કદિ નહિ કરાયો;
તરણું શું તોલ ધરશે હિમના ગીરિથી,
દિવો શું સ્વલ્પ કરશે મહતા રવિથી. ૨

હું રંક જન નિરબુદ્ધિ કળા વિહિન,
પિતુ વિયોગ ધરતા બહુ થાઉં ખીન;
સંભારીને સદનમાં દિનનિશ ઉર,
કર્તવ્ય કર્મ કરતા નવ થાય પુરું. ૩

× ×

× × ×



## પ્રકરણ ૬ ઠું.

### અવસાન.

Life's race well run,
Life's work well done;
Life's Crown well won,
Now comes rest.

આ પ્રમાણે આ સ્વાશ્રયી નરે [કે જેમને કુલ વર્ષ...અને દેશી રાજ્યો તથા પરસુરણ મળી વર્ષ...નોકરી કરી] સન ૧૮૮૫ માં મૂકી દઇ હવે પોતાના બાકી રહેલા આયુષ્યના ભાગમાં વાનપ્રસ્થાશ્રમની જીંદગી ગુજારવાનો નિશ્ચય કરી સ્વદેશમાં આવ્યા. જન્મથી તે અત્યાર ઘડી સુધી પોતે માત્ર આલોકનું સુખ; વિદ્યા, ધન, કીર્તિ, સુખ વૈભવ આદિ સુખનાં સાધનો મેળવવા એક સરખો અડગ પ્રયત્ન કર્યો. હવે પેન્શન લઇ બાકીની જીંદગી કેમ ગુજારવી, તે પોતે સારી પેઠે જાણતા હતા, અને તેજ પ્રમાણે વર્તી, સુખ વૈભવનાં સઘળાં સાધનો મેળવી પાર ઉતરેલા પેન્શનરોએ પાછલી જીંદગી કેમ ગુજારવી તેવા દાખલારૂપ રહેણીકરણી રાખવા માંડી.

જો કે રા. બા. ભોગીલાલભાઇ પોતાના દયાર્દ્ર તથા ધાર્મિક પવિત્ર અંતઃકરણના યોગે કરીને જ્યાં જ્યાં પોતે ગયા ત્યાં ત્યાં આશિર્વાદરૂપ થઈ પડ્યા હતા. અનેક દીન જનોની જીંદગી સુધારી તેમનાં ભાગ્ય ઉઘાડી દીધાં હતાં. ખરૂં પુણ્ય જે વિદ્યાદાન તે આપવા અને તન, મન અને ધનથી તેનો બહોળો ફેલાવો કરવાનુંજ માત્ર વ્રત જેમણે આદર્યું હતું તે પૂર્ણ કરી હવે પગ વાળીને બેઠા પછી પણ પોતાના સ્વદેશ હિતકારીપણાનો ગુણ છોડતા નથી. તેમનું યશસ્વી નામ

સાંભળી નિત્યપ્રતિ અતિથીગણ, નિરાશ્રિત, બ્રાહ્મણ, ભિક્ષુક, શાસ્ત્રી, પુરાણી વા કોઇપણ વિદ્યાના પ્રેમી જનો જતા તો તેમનો સત્કાર યથાશક્તિ ત્યાં જરૂર થતો. પોતાના મકાનમાં ખાનગી બૃહત્ પુસ્તકાલયમાં, ઘણા અંગ્રેજી, ગુજરાતી અને સંસ્કૃત ગ્રન્થો હોવાથી ઘણા વિદ્યાનુરાગી જનો તેનો લાભ લેતા. તેમની સ્વદેશ પ્રત્યેની લાગણી હજુ પણ શિથિલ થઈ નહોતી. પોતે પેન્શન લઇ ઘેર બેઠા તેવામાં અત્રે (અમદાવાદમાં) સ્થાનિક સ્વરાજ્યની ચર્ચા ઘણા જોશથી ચાલતી હતી; તેમાં પોતે ઘણા ઉમંગથી ભાગ લેતા, અને તે બાબતમાં તેમનો ઉપદેશ અને વિચાર ઘણા ગંભીર અને સારગર્ભિત હતા. પ્રજાએ પોતાના હમીશ્નરો વધારવા માટે તૈયાર કરેલી અરજી પોતે વાંચીને ઘણા પ્રસન્ન થયા હતા, અને તેમાં યોગ્ય ફેરફાર કરવા પોતાની ગંભીર બુદ્ધિનો લાભ આપ્યો હતો.

રા. બા. ભોગીલાલભાઈના શરીરનો બાંધો મજબુત અને ધીર, વીર પુરૂષને છાજે તેવો હતો. પોતે શારીરિક તન્દુરસ્તી જાળવવા સદા પુરતી કાળજી રાખતા; તેથી તન્દુરસ્તી પણ ઘણું કરીને સ્વસ્થ રહેતી. નિત્ય મ્હોટે પરોઢીયે ઉઠીને શૌચ સ્નાનાદિ કર્મથી પરવારી પ્રભુ સેવામાં લીન થતા. ત્યારબાદ કેટલોક વખત ભગવદ્ગીતા આદિ જ્ઞાન પૂરિત સત્ ગ્રન્થોનો પાઠ કરતા. જગનિયંતા ઇશ્વર ઉપર ખરા અંતઃકરણની સાચી ભક્તિ હોવાથી દિવસનો મ્હોટો ભાગ તેવા પ્રાકૃત ગ્રન્થો વાંચવામાં, તથા જે ગ્રન્થોમાં પોતાની મતિ ગતિ કળી શકતી નહોતી તેવા અગમ્ય ગ્રન્થો શાસ્ત્રીઓ પાસે વંચાવી, સાંભળી કૃતાર્થ થતા.

પોતાના મૃત્યુના પ્રથમ ત્રણ દિવસ એટલે આગલા ગુરૂવાર સુધીમાં તો પોતે ઘણી સારી સ્થિતિમાં હતા, અને નિત્યક્રમ પ્રમાણે સર્વ કામ કર્યાં. તે દિવસે સાયંકાળે પોલીસ ઇન્સ્પેક્ટર રા. સા. મનસુખરામ મુળજી કંઇ કામ સારૂ એમને ઘેર ગયા હતા, તેમને ઠેઠ ત્રીજા માળ ઉપર લઇ જઇ ઘણીવાર સુધી વાતચીત કરી, પણ તેજ રાત્રિએ છાતીમાં સ્હેજ દરદ જણાયું. તે વખતે તો કેટલાક ઓષધો-





પચાર, લેપન, શેક આદિ કર્યાં, પણ આ સ્હેજ દરદ જે તેમના જીવલેણ દરદરૂપે હતું તે સમયથી તેમની સ્થિતિ વધારે ને વધારે બગડતી ચાલી. અસહ્ય પીડા સહન ન થવાથી ઘણુંખરૂં ઇશ્વર પાસે વિનિત ભાવથી વ્યથાથી મુક્ત કરવા પ્રાર્થના કરતા. ધીરે ધીરે તેમની શરીરાવસ્થા વધારે ને વધારે ભયભરેલી જણાતી ગઇ. કુશળ વૈદ્ય ડાક્ટરોએ પોતાના રામબાણ ઔષધોપચાર કરવા ખામી રાખી નહિ. પણ પૃથ્વી ઉપરની તેમની ફરજ પૂરી થવાથી, અને પરલોકમાં તેમના પવિત્ર આત્માનો ખપ પડયો હશે તેથી તુટી તેની બુટી ન હોવાથી આખરે ઇ. સ. ૧૮૮૯ ના ફેબ્રુઆરી માસની ૧૭ મી તારીખે બપોરના બે વાગતા પોતાનો ૭૧ વર્ષનો આલોક સાથે પોતાનો સ્હેણુદેણુનો સંબંધ પૂરો કરી અંત્યના માત્ર ત્રણ જ દિવસ મહાવ્યથાથી પિડિત થઇ પોતાના પવિત્ર આત્માને જગનિયંતા પરમાત્માને અર્પણ કરી તેના જ ગુણાર્વિંદ ગાતા' અપૂર્વ શાંતિથી પોતાની પાછળ ચિરકાલ સ્મરણીય કીર્તિ, કુળદીવાકર એક સુપુત્ર, ધન સંપત્તિ આદિ આલોકનો સંબંધ છોડી આ ક્ષણભંગુર દેહનો ત્યાગ કર્યો.

॥ ओ३म् ॥ शान्ति ॥ शान्ति ॥ शान्ति ॥॥

---

# પ્રકરણ ૭ મું.

## પૂર્ણાહુતિ.

" All are not taken, there are left behind,
Living beloveds, tender looks to bring;
And make the day-light still a happy thing,
And tender voices to make soft the wind. "

અન્તે જાયું તે મરવાનું, નામ તેનો નાશ, ખીલ્યું તે કરમાવાનું, ચઢયો તે પડવાનો, એ સૃષ્ટિના નિયમને કોણ મિથ્યા કરી શકનાર છે? તેજ ન્યાયે રા. બા. ભોગીલાલ પણ હવે આપણા મધ્યમાં નથી; ગયું તે ગયુંજ. હવે માત્ર આપણે તેમની કીર્તિ અને તેમણે રોપેલા કલ્પવૃક્ષના અમૃત ફળ મેળવી તેમના ગુણાનુવાદ ગાવા સિવાય બીજું આપણી શક્તિમાં શું છે! તેમના પંચભૌતિક શરીરને હમણાં થોડા કલાકમાં બાળી ભસ્મ કરી નાંખવામાં આવશે. હાથે તેજ માત્ર સાથે થવાનું છે.

માનવંતા ભોગીલાલભાઇના પરલોકવાસ થવાના દુઃખદ સમાચાર એક કાનેથી બીજા કાને અને એક શેરીમાંથી બીજી શેરીમાં એમ આખા શહેરમાં પવનવેગે ફેલાઇ ગયા. સગાંસંબંધીઓ, મિત્ર, પ્રસંશકો સર્વ કોઇ સ્મશાની વેશે ટોળે ટોળાબંધ ભેગા થવા માંડયા; અને સર્વે મળીને પોતાના વ્હાલાના શબને રામનામના જયના ઘોષ પ્રતિઘોષ કરતાં, મજલ દરમજલ કરતાં, દૂધેશ્વર ઘાટની સ્મશાન ભૂમિમાં પહોંચાડયું. ચિત્તા ખડકી શબને અગ્નિસંસ્કાર કરી સ્નાન કરી ઘેર પાછા ફર્યા. નાશવંત દેહ બળી ભસ્મ થઇ ચારે દિશામાં ઉડી પંચભુતો પંચભૂતોમાં સમાઇ ગયા, પણ તેમના સંબંધીઓના

અંતરમાં પ્રકટેલો શોકાગ્નિ તથા તેનો ડાઘ કાલાન્તરે પણ હોલાઈ જાય તેમ નહોતો. પત્રો દ્વારા આ શોકજનક સમાચાર દેશદેશાન્તરોમાં ફેલાયા. પરલોકવાસી ભોગીલાલભાઈના પુત્ર તથા કુટુંબ ઉપર નિત્ય પ્રતિ અનુશોચન પત્રો આવવા લાગ્યા; અને તેના ઉપકારદર્શિત યથાયોગ્ય ઉત્તરો આપવામાં તેમના સુયોગ્ય પુત્ર રા. રા. નાનાલાલની ધૈર્યતા, ઉપકાર પ્રદર્શિત ભાવ પણ અપૂર્વ જ હતા. તે દિવસે એટલે જ્યારે આ માઠા સમાચાર અમદાવાદ, વડોદરા, અને રાજકોટ પહોંચ્યા ત્યારે ત્યાંની સર્વ સ્કુલો અને કોલેજો અને તે ખાતાને સંબંધ ધરાવતી ઓફીસો તે માનવંતા સાહેબના શોક પ્રદર્શિતાર્થે બંધ રાખવામાં આવી હતી. સ્વર્ગસ્થ ભોગીલાલભાઈના સુપુત્રે દાનાર્થે લગભગ રૂ. ૧૦૦૦) ની મોટી રકમ શાળાઓમાં કામે પડતી મોકલાવી પોતાના પિતાની કીર્તિમાં વિશેષ વધારો કર્યો.

સ્થાનિક તથા મોફસીલના પત્રોએ તેમના મરણની લીધેલી નોંધ–જેમાંની કેટલીકનો સાર નીચે મુજબ હતો:–

( હિતેચ્છુ–તા. ૧૪ મી ફેબ્રુઆરી સને ૧૮૮૯ )

રા. બા. ભોગીલાલભાઈનું દુઃખદાયક મૃત્યુ.

× × × એ મુજબ જ્યાં જ્યાં એમણે નોકરી કરી હતી ત્યાં યશ સંપાદન કર્યો છે. તેમના હાથ નીચે ઘણા ગૃહસ્થો કેળવણી લઇ ઉંચે દરજ્જે પહોંચી ચૂકયા છે, અને તેમાંના કેટલાક ગુજરી પણ ગયા છે. આ મહાત્માએ જ અમદાવાદમાં કેળવણીના બી રોપ્યાં હતાં જેનાં આજે સારાં મોટાં વૃક્ષ થયાં છે, અને તેનાં ઉત્તમ ફળ આવ્યાં છે. કોઇપણ પ્રજાના રૂડાં કામમાં તેઓ ખુશીથી ભાગ લેતા. તેમની સલાહ, તેમનો ઉપદેશ અને વિચાર પ્રજા કલ્યાણના કામમાં ઘણા ઉત્તમ હતા. રા. બા. ભોગીલાલભાઇના ગુજરી જવાથી અમે અમદાવાદ અને ગુજરાતમાંથી એક ઉંચુ રત્ન ગુમ થએલું સમજીએ છીએ. તેઓ એક નિમકહલાલ નોકર તરીકે, ઉત્તમ શિક્ષક તરીકે અને ઉત્તમ ઉપદેશક તરીકે સારા પ્રસિદ્ધ હતા. તેઓ બીજા

દાંભિક સુધારક જેવા નહોતા. એ એક પુરૂષના ગુજરવાથી અમે અત્યંત દીલગીર છીએ; અને તેમના જે શિષ્યો અને તેના હાથ નીચે રહેલા નોકરો તેમના આ મૃત્યુના સમાચાર સાંભળીને અફસોસ કરશે. એમના પુત્રને એમના મૃત્યુથી જે નુકશાન થયું છે તે વીસરે તેમ નથી; તેથી અમે તેમના દુઃખમાં અંતઃકરણથી ભાગ લઇએ છીએ. પ્રભુને ગમ્યું તે ખરૂં. થોડી મુદતમાં ગુજરાતમાંથી બે ચાર રત્નો ગુમ થયાં છે. પરમકૃપાળુ પ્રભુની પ્રાર્થના કરીએ છીએ કે એ મહાન પુરૂષના આત્માને સદા સુખી રાખજે અને એનું કલ્યાણ કરજે.

——:o:——

(વડોદરા વત્સલ, તા. ૧૭ ફેબ્રુઆરી સન ૧૮૮૯)

રા. બા. ભોગીલાલ પ્રાણવલ્લભદાસનું ખેદકારક મૃત્યુ.

ગાયકવાડી રાજ્યમાં કેળવણી એટલે શું? અને તેનું બીજ કે મૂળ પણ કોઇના જાણવામાં નહોતું તેવા સ્થળપર અથાગ પરિશ્રમ કરી; તેમાં જે વખત કેળવણીની મહત્તા કે કિંમત પણ ગણાતી નહોતી તે વખત સમાનપણું સાચવી, કોઇપણ કાળે પણ નાશ ન થાય તેવા કેળવણીનાં અમર બીજ વાવી તેના ફળ જોઈ પ્રજાને ચખાડયાં છે, તે રા. બા. ભોગીલાલ પ્રાણવલ્લભદાસ તા.૯ મી એ અમદાવાદખાતે સ્વર્ગવાસી થયા છે. તેમનું મરણ કારી ઘા જેવું શોકજનક છે. ગુજરાતે એક જુના વિદ્વાનને ગુમાવ્યો છે. વડોદરા રાજ્યની કેળવણીને તો તેમણે પાળી પોષી સારા રૂપવાળી કરી હતી. વડોદરા કેળવણીના આદિપુરૂષના અંતની વાત તા. ૧૨-૨-૮૯ ને રોજ સાંભળી સર્વ નિશાળો તથા એ ખાતાને લગતી ઓફીસો બંધ કરી દીલગીરી સુચવવામાં આવી હતી. × ×

(Indian Spectator, February 17th 1889)

We regret very much to hear the death

of Mr. Bhogilal Pranvallabhdas, late Director of Public Instruction at Baroda. Mr. Bhogilal belonged to a generation that has well nigh disappeared, and whose place it is so very difficult for younger Gujaraties to take. By his death, Gujarat and Kathiawar lost a veteran educationist.

---

( ગુજરાતી—તા. ૧૭ મી ફેબ્રુઆરી સને ૧૮૮૯ )

Sad Death of A Gujrat Worthy.

ગુજરાતના એક તુરા રાવસાહેબ ભોગીલાલ પ્રાણવલ્લભદાસના મૃત્યુની નોંધ લેતાં અમને ઘણો ખેદ થાય છે. × × ગયે રવિવારે મધ્યાન કાલે પોતાની ૭૦ વર્ષની વયે બે દિવસના નહિ જેવા મંદવાડ પછી તેમણે પોતાનો પ્રાણ તજ્યો હતો. મરનાર જાતે ઘણા નમ્ર અને સુશીલ હતા. × × એવા એક નરના મરણથી ખચિત ગુજરાતે પોતાનો એક પનોતો પુત્ર ગુમાવ્યો છે.

---

( હિન્દુસ્તાન—તા. ૨૪ મી ફેબ્રુઆરી સન ૧૮૮૯. )

રા. સા. ભોગીલાલ પ્રાણવલ્લભદાસના પરલોક વાસથી આખા ગુર્જર દેશમાં દીલગીરી પ્રસરી રહી છે. × × × ગુર્જર પ્રજાએ એક હીરો ગુમાવ્યો છે, પણ ઇશ્વરની અકળ ગતિ આગળ ઇલાજ નથી.

---

( રાગ : પરજ )

દિવસ આજ દુઃખીયો કહાવેરે, ભોગીલાલ સ્વર્ગ સિધાવેરે. ટેક.
મુગટમણી સૌ મહેતાજી કેરા, પરમ ધરમ પ્રતિપાલ;
મહેતાજીઓને મહા પ્રેમ ભાવે, નિર્ખતા ભોગીલાલ. દિવસ ૧

રાજનીતિમાં નિપુણ હતા ગુણ, સાગરમાં ન સમાય;
વિદ્વત્તાનો કોઇ પાર ન પામે, લાયકી ઉભરાઇ જાય. દિવસ ૨
ઇંગ્લીશ રાજ્યમાં કેળવણીનો, પ્રથમ થયો પ્રચાર;
તેમાં જે રત્નો હતા ઉપદેશક, તેમાંના આ સરદાર. દિવસ ૩
રાજનગરમાં કીર્તિ પ્રસારી, દીપાવી હાઇસ્કુલ;
જે ઉછર્યા એમના ઉપદેશથી, તે વો જે આજ અમુલ. દિવસ ૪
સૌરાષ્ટ્ર ભૂમિમાં પગલાં પવિત્ર, કીધાં કેળવણી કામ;
જાહેર ગુણ જ્યાં ઝળકી રહ્યા છે, ગુજરાત મધ્યે નામ. દિવસ ૫
રત્નની કિંમત થઇ છે વડોદરા, રાજ્યમાં રાજદ્વાર;
કેળવણીનો બાગ ખીલાવ્યો, ફુલડાં સુગંધીદાર. દિવસ ૬
જાણે વરસ ખુબ ફાલ્યો બગીચો, થઇ રહ્યો ધન્ય ધન્યવાદ;
મેહેતાજીઓ પર ઓહ્દાની સાથે આવ્યો છે પ્રેમનો સ્વાદ. દિવસ ૭
પ્રાણથી પ્યારા ગણતા સહુને, સુખદુઃખ સાંભળે વાત;
મનના મનોરથ પૂરણ પાડે, પિતારૂપે સાક્ષાત. દિવસ ૮
સેવક જન પર સ્નેહ સદા વળી, ઓહ્દાનો નહિ અભિમાન,
સાદાઇ, નમ્રાઇ, જ્ઞાન, દયા, ક્ષમા, મેહેતાજીઓનું સુખનું પાન. દિવસ ૯
લખવાને અધિકો થાય ઉછળો, પણ હેતુ હારી જાય,
મેહેતાજીઓનું માઝન સર્વે, ટળવળતું દેખાય. દિવસ ૧૦
અલ્પમતિથી આ વિલાપ વાણી, આગળ બીજો વિચાર;
ગદ્‌ ગદ્‌ કંઠે રે ગંગાશંકર, ઉચરે આ શોક ઉચાર. દિવસ ૧૧

---

(ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીની મેનેજીંગ કમિટીએ મોકલાવેલ અનુશોચન પત્ર—તા. ૨૬ મી ફેબ્રુઆરી સને ૧૮૮૯.)

રા. રા. નાનાલાલ ભોગીલાલ વિગેરે,

અમદાવાદ

વિશેષ આપના પિતા રા. બા. ભોગીલાલ પ્રાણવલ્લભદાસ પરલોકવાસી થયાની ખબર સાંભળીને ગુજરાત વર્નાક્યુલર સોસા-

થઈ અત્યંત દિલગીર થઇ છે. આ બાબત સોસાઇટીની મેનેજીંગ કમિટી દુઃખ પ્રદર્શિત ઠરાવ કરી આપને દિલાસા પત્ર મોકલવા ફરમાવ્યાથી આ પત્ર મોકલવામાં આવ્યો છે. આપના કુટુંબમાં આ મહા દુઃખદાયક બનાવ બન્યો છે, પરન્તુ ઈશ્વરકૃત્ય આગળ કોઇનો ઉપાય નથી. માટે ઇશ્વર ઉપર ભરોસો રાખી દીલાસો માની લેવો એજ આપણું કર્તવ્ય છે.

(સહી) મહીપતરામ રૂપરામ નીલકંઠ
ઓનરરી સેક્રેટરી, ગુ. વ. સોસાઇટી.

---

## કેળવણી—ફાલ્ગુન સં. ૧૯૪૫.

### રા. બા. ભોગીલાલભાઇનું ખેદકારક મૃત્યુ.

આ રાજ્યના દેશી કેળવણી ખાતાના માજી ડીરેક્ટર, સ્થાપક અને કેળવણી ખાતાના અગ્રેસર રા. બા. ભોગીલાલ પ્રાણવલ્લભદાસ ગયા રવિવારે એટલે તા. ૧૦ મી ફેબ્રુઆરીએ બે દિવસની સ્હેજ માંદગીથી દેવલોક પામ્યાની ખબર સાંભળી અમે ઘણા દીલગીર થયા છીએ. એમના જેવા વિદ્યાવ્યસની, અનુભવી, એકનિષ્ઠાથી નોકરી કરવાવાળા અને દૃષ્ટાંત લેવાલાયક રહેણીકરણીવાળા મહાપુરૂષો થોડાજ જન્મે છે. આ રાજ્યને તેમ આખા ગુજરાતને તેમના સ્વર્ગવાસથી એક સજ્જનની ખોટ પડી છે. રા. બા. ગણિતવિદ્યામાં નિપુણ ગણાતા હતા, અને તેઓ ગુજરાતના સારા વિદ્વાન હતા. × × × ×

---

# પરિશિષ્ટ.

## ૧. રા. ભોગીલાલ પ્રાણવલ્લભદાસ વિષે
### દી. બા. અંબાલાલ સાકરલાલનો અભિપ્રાય.

સત્ય બોલવું અને સત્ય આચરવુંઃ હું જૂઠું નહિ બોલું અને જૂઠું નહિ આચરૂં એમ એમનો નિશ્ચય ખરો. એના પ્રત્યક્ષ દાખલા બન્યા છે. ભોગીલાલભાઈ પ્રાણવલ્લભદાસ પ્રથમ અહીંની સ્કૂલમાં હેડ માસ્તર હતા. ૧૮૬૪–૫ માં એક બેંક નીકળી એમાં એમને અને એક બીજા ગૃહસ્થને (એ ડેપ્યુટિ કલેક્ટર હતા એમનું નામ આપવાની જરૂર નથી.) સારા પગારની નોકરી મળવાની હતી. પેલા ગૃહસ્થે શરીરે કામ કરવાને અશક્ત છું એવું ખોટું 'ઇન્વેલિડ સર્ટિફિકેટ' (અશક્તિનું સર્ટિફિકેટ) મેળવી પેન્શન લીધું અને બેંકમાં જોડાયા. ભોગીલાલભાઇએ કહ્યું: હું કામ કરવાને શક્તિમાન છું છતાં નથી એમ નહિ કહું—ભલે અને પેન્શન ન મળે. પછી રાજીનામું આપી પેન્શનનું નુકશાન વેઠીને બેંકમાં દાખલ થયા, પણ જૂઠું નજ બોલ્યા. બેંક તૂટયા પછી એ ભૂજ ગયા હતા, અને ત્યાંથી કર્નલ બાર સાહેબ એમને વડોદરે લાવ્યા હતા.

દી. બા. અંબાલાલ સાકરલાલ,

(વસન્ત, વર્ષ, ૧૩, અંક ૪.)